# સરદાર ભગતસિંહ
અને
# લાહોરનું કાવત્રુ

ॐ

સંપાદક તથા પ્રકાશક

કપિલપ્રસાદ મહાસુખભાઇ દવે

બાપાશાસ્ત્રીનીપોળ, સાંકડીશેરી

અમદાવાદ.

ॐ

મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય, ઘીકાંટા રોડઃ—અમદાવાદ.

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા.

ॐ

મૂલ્યઃ ૪ આના

# નિવેદન

સમસ્ત હિન્દમાં આજે ઠેર ઠેર વિપ્લવના ભણકારા વાગી રહ્યા છે દેશના યુવકવર્ગમાં છેલ્લાં દસ વર્ષથી રાષ્ટ્રસેવાની જે તલપ પેદા થઇ છે તેનું સુંદર પરિણામ આજે આપણી નજર સમક્ષ તરી રહ્યું છે. અત્યાર સુધીમાં અનેક વીરોએ દેશસેવા અર્થે પોતાની કાયા કુરબાન કરી છે અને હસ્તે મુખે ફાંસીના માંચડાને આલિંગન કર્યું છે. આ પૈકી સરદાર ભગતસિંહ તથા તેમના સાથીઓનું નામ આજે હિન્દના ઇતિહાસમાં અમર બન્યું છે. તેમણે દેશસેવાના કાર્યમાં શી રીતે ઝંપલાવ્યું તે, તેમની જીવનકથા તથા લાહોર કાવત્રા કેસની ઉત્પત્તિ શી રીતે થઇ તેનો એક ટુંક ઇતિહાસ વિવિધ સામગ્રીના આધારે આ નાના પુસ્તકમાં સમાવેશ કરવા પ્રયાસ કર્યો છે અને મને મારા આ એક અલ્પ પ્રયાસની જનતાએ ટુંક સમયમાં સુંદર કદર કરી સદરહુ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની જે આ તક આપી છે તે માટે જરૂર હું આભારી છું અને ભવિષ્યમાં પણ જનતા આવી કદર કરશે એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે.

રતનપોળના નાકે
ગાંધીરોડ
**અમદાવાદ.**

પ્રકાશક :
કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે

# ક્રાન્તિ માટે જીવ્યા અને મર્યા.

વીર સુખદેવ.



વીર રાજગુરૂ.



"આ એક મીનીટ કરતાંએ ઓછા વખત પછી આપણું મેં એની સાથે આપણા પક્ષની મધ્યસ્થ સમિતિની સભા ભરવા જવું અને ત્યાં ચંદ્રશેખર આઝાદ, ભગવતીચરણદાસ અને જતીનદાસ હાજર રહેશે."

( [illegible] છેલ્લા શબ્દ )




આ ચિત્ર લાહોરના શહીદોના કેટલાક સંબંધીઓનાં દર્શન કરાવે છે. (૧) સરદાર ભગતસિંહના બંધુ
(૨) રાજગુરૂનાં માતા (૩) રાજગુરૂની બહેન

# સ. ભગતસિંહ અને લાહોર કાવત્રા કેસ

હિન્દમાં છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન હિન્દમાતાને ગુલામીની જંજીરોમાંથી મુકત કરવા ભગીરથ પ્રયત્નો કરનાર, વીર પુત્રને સર્વસ્વનો ત્યાગ કરી પોતાની કાયાની કુરબાની વીર પિતાની અંજલી કરનાર અને ફાંસીને માંચડે હસતે મુખે લટકનાર એવી કેટલીય વ્યકિતઓ હજી સુધી અપ્રસિદ્ધ રહેલી છે. એ વીર પુરૂષોની જીવનકથા ક્યારે પ્રસિદ્ધ થશે એ તો આજે કલ્પી શકાય તેમ પણ નથી. તેનું કારણ માત્ર એક જ છે અને તે એજ કે તેમણે માતૃભુમીના ઉદ્ધાર માટે અખત્યાર કરેલી નીતિ તેઓ પ્રગટ કરી શકે તેમ ન હતા એટલું જ નહિ પરંતુ એમ પણ માની શકાય કે તે પ્રસિદ્ધ થવાથી તેઓને પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે ભય જણાતો હોય. અનેક વીરોએ અનેક પ્રસંગે હિન્દ માતાની મુક્તિ માટે અવનવા પ્રયાસો કરેલા જ છે. સરદાર ભગતસિંહ તથા તેમના અનેક સાથીઓ પણ આજ સુધી અપ્રસિદ્ધ હતા, પરંતુ છેલ્લા થોડા સમયના બનાવથી જ તેઓ પ્રકાશમાં આવી શકયા છે. આજે સારો દેશ એકી અવાજે તેમની દેશભકિત અને અપૂર્વ હિંમતનાં મુકત કંઠે પ્રસંસા કરી રહ્યો છે. તેમણે તો દેશની જનતાના અંતરના અવાજનો સ્પષ્ટરીતે સરકારને પડકાર કર્યો છે. તેમણે પોતાનું જીવન માતૃભુમીને અર્પણ કર્યું છે અને દેશની સ્વતંત્રતા માટે મરી ફીટવાની તેમની અજબ દેશભકિતનાં ગુણગાન આજે દેશના અનેક આગેવાનોએ ખુલ્લો રીતે ગાયાં છે જો કે તેમની નીતિ સામે કેટલાકની નાપસંદગી છે.

ભગતસીંહે બાળપણુથીજ પોતાનું જીવન દેશની સેવા અર્થે અર્પણુ કરવા નિશ્ચય કર્યો હતો અને તેણે પોતાની એ ભાવનાને પોતાના જીવનમાં શી રીતે ઉતારી તે આ પુસ્તકમાંથી સંપૂર્ણું રીતે મળી શકે તેમ છે. જે સમયે ભગતસિંહનો જન્મ થયો તે સમયે તેમના પિતા સરદાર કીસનસિંહ જેલમાં જ હતા. સરદાર કીસનસિંહ પણુ આજે પોતાના વીર પુત્રના અદ્ભુત બલિદાન માટે ગર્વ ધારણુ કરે છે. ભગતસિંહ ગયા છતાં તેમની મુખમુદ્રાપરની વીરતા આજે સહેજે તરી આવે છે અને કરાંચીની મહાસભામાં જ્યારે તેમણે પોતાના પુત્રના ઇતિહાસની ગાથા ગઈ અને ગંભીર તથા વીરને છાજે એવી શૈલીમાં જ્યારે ઉંચા સ્થાનકેથી પ્રવચન કર્યું તે દૃસ્ય તો જેણે જોયું હશે તે કદાપિ ભુલી શકે તેમ નથી. તેમણે તો ભરસભા વચ્ચે જણાવ્યું કે “ભગતસિંહને મૃત્યુનો ડર ન હતો તેણે તો દેશ માટે મરી ફીટવાનો નિશ્ચય કર્યો હતો. તેનો જ્યારે જન્મ થયો ત્યારે હું તથા મારો નાનો ભાઈ અજીતસિંહ જેલમાં હતા. અમે જેલમાં બેઠા બેઠા એ જ પ્રાર્થના કરી હતી કે હે ઇશ્વર, તેં જે પુત્રને જન્મ આપ્યો છે તે પુત્ર અમારી માતૃભુમી ખાતર પ્રાણુ અર્પણુ કરવા પણ તૈયાર થઇ જાય એવી શકિતવાળો બનાવજે. તેને શાળામાં મુકતી વખતે પણ મેં તેના શિક્ષકને એ જ પ્રાર્થના કરી હતી કે તમે તેને એવી કેળવણી આપજો કે જેથી તે દેશને માટે કાંઇ ખપમાં આવે. તેણે તે કેળવણી લીધી અને તેનો પ્રત્યક્ષ પુરાવો તેણે આજે રજુ કર્યો છે. તેણે તો નિશ્ચય કર્યો હતો કે જ્યાંસુધી હિન્દને સ્વતંત્રતા ના મળે ત્યાંસુધી લગ્ન પણુ ન કરવું. આ પ્રતિજ્ઞાને કારણે તે તેના લગ્ન થવાની તૈયારીના આગલા દિવસોએ ન્હાસી ગયો અને લગ્ન લગ્નને ઠેકાણે રહ્યાં. ભગતસિંહ સરકારી કાયદાને માન આપતો ન હતો. સરકારના ન્યાય પ્રત્યે તેને વિશ્વાસ ન હતો. વડી ધારાસભામાં ફેંકાયલા બોમ્બ કેસ તથા લાહોર કાવત્રા કેસ વખતે જ્યારે તેને બચાવ વિષે કહેવામાં આવતું ત્યારે તે મને એમ કહેતો કે “તમે શા માટે ફોકટ આશા રાખો છો? મારા નસીબમાં

ફાંસી તો લખેલી જ છે. જે પરિણામ આવવાનું છે તે હું જાણું છું. સરકારના ન્યાયમાં મને વિશ્વાસ નથી." કીસનસિંહે અંતમાં સૈનિકને છાજે એવી ભાષામાં યુવકોને સંબોધી જણાવ્યું હતું કે "ભગતસિંહે તો પોતાનો ધર્મ બજાવ્યો છે. તમને બધાને મારી આખરની અરજ એ છે કે તમે પણ જેમ લડાઇમાં સેનાધિપતીના હુકમને માન આપવાનું હોય તેમ હિન્દની આઝાદી માટે મહાત્માજીને સેનાધિપતી નીમી તેને પગલે ચાલો."

**સાઇમન સાત અને લાલાજી**

ભગતસિંહનું નામ સાઇમન કમીશનના આગમનથી બહુ ખ્યાતીમાં આવ્યું. ઈ. સ ૧૯૨૭ માં બ્રીટીશ પાર્લામેન્ટે સ્વરાજ્ય માટે હિન્દીઓની લાયકાત તપાસવા એક સાત સભ્યોનું કમીશન નીમ્યું. તેના પ્રમુખ સર જોન સાઇમન હતા તેથી તે સાઇમન કમીશનના નામથી ઓળખાયું, પરંતુ તેમાં હિન્દુસ્થાન તરફથી કોઈ પણ સાચો પ્રતિનિધિ નહીં હોવાથી હિન્દી મહાસભાએ તેનો બહિષ્કાર કરવાનું જાહેર કર્યું અને જે જે શહેરોમાં એ સાઇમન સાતની પધરામણી થઇ અને તેને જે કાળા વાવટાઓનું તથા 'સાઇમન, પાછા જાઓ" એવા દિવાલપત્રોનું માનપત્ર મળ્યું એ બધાને જાણીતી વાત છે. આ કમીશન હિન્દુસ્થાનનાં બધાં મોટાં મોટાં શહેરોમાં ફર્યું અને તે બધે ઠેકાણે મુંબાઇની માફક કાળા વાવટાઓના દેખાવોથી જ સમાપ્તિ થઈ હતી, પરંતુ દુર્ભાગ્યે લાહોરમાં જ્યાં આ કમીશને પગ મુકયો કે તરતજ ત્યાંના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે ૧૪૪મી કલમ લાગુ પાડી સરઘસો વિગેરે કાઢવાનો મનાઈહુકમ જાહેર કર્યો. આ હુકમ તદ્દન ગેરવ્યાજબી હતો અને તેથી પંજાબકેસરી સ્વર્ગસ્થ લાલા લજપતરાયની સરદારીનીચે સરઘસ કાઢવાનો નિશ્ચય થયો અને તે શહેરમાંથી નીકળી સ્ટેશન તરફ રવાના પણ થયું. સ્ટેશન ઉપર પોલીસનો જબરદસ્ત પહેરો હતો. કોઈ પણ માણસને સ્ટેશન પાસે જવા દેતા નહોતા એટલું

જ નહી પણ બધા રસ્તાઓને તાર બાંધી બંધ કરી દીધા હતા. સરઘસ સ્ટેશનપર પહોંચ્યું. પોલીસ સુપરીન્ટેન્ડન્ટ મી. સ્કોટે સરઘસ અટકાવવાનો પોલીસને હુકમ કર્યો. પોલીસે છૂટે હાથે લાઠી ચલાવી સરકાર તરફ વફાદારી દર્શાવી. લાલાજી ઉપર પણ પ્રહાર કરતાં પોલીસ શરમાઈ નહીં, પરંતુ એ નરવીર લાલાજીએ એ જબરજસ્ત લાઠીના પ્રહારો સામી છાતીએ ઝીલ્યા. તેજ દીવસથી તે બીમાર પડયા. છાતીમાં એવી તો જોરથી લાઠી લાગેલી કે તેજ વખતે તેઓ બેભાન થઇ ગએલા. હજારો લોકો એ લાઠીઓ ખાઇ પાછા ગયા. સાંજરે સભા થઇ. તેમાં લાલાજીએ કહ્યું કે "જે લાઠીઓ આજ પોલીસે અમારા ઉપર ચલાવી છે તે દરેક લાઠી બ્રીટીશ સરકારના કફનની ખીલી બનશે." બે અઠવાડીઆ પછી એટલે તા—૭–મી નવેમ્બર ૧૯૨૭ ને રોજ તેમનો આત્મા આ સંસારમાંથી કુચ કરી ગયો.

**લાઠીનો બચાવ**

લાલા લજપતરાયના અચાનક મૃત્યુથી સમસ્ત ભારતમાં ખળભળાટ મચી રહ્યો. જ્યાં જુઓ, જ્યાં સાંભળો ત્યાં લોકોના મ્હોંમા એકજ વાત હતી કે લાલાજીનું મૃત્યુ પોલીસની લાઠીઓથી થયું. ભારતના તમામ નગરોમાં સભાઓ ભરાઈ, સરઘસો નીકળ્યાં, હડતાલ પડી અને સરકારને જાહેર કરવામાં આવ્યું કે તે લાલાજીના મૃત્યુની તપાસ કરાવે. એનું પરિણામ એ આવ્યું કે સરકારે રાવળપીંડીના કમીશનર મી. બેયર્ડની આ ઘટનાની તપાસ કરવા નીમણુક કરી. તેમણે (મી. બેયર્ડે) દેશના કેટલાક નેતાઓને સાક્ષી આપવાને પોલાવ્યા પણ તેમની સાથે તપાસ કરવામાં કોઈપણ ભારતવાસી નહી હોવાથી તેઓ તેમની પાસે સાક્ષી આપવા ગયા નહી. કેટલાક સરકારનાં માણસોની જુબાનીનો આધાર લઈ એવો ચુકાદો આપ્યો કે પોલીસે જે કંઈ કર્યું હતું તે બરાબરજ કર્યું હતું. શાંતિ સ્થાપવાને જેટલું કરવું જોઈએ એટલુંજ કર્યું હતું અને કંઇપણ વધારે પડતું હતું નહી. મી. બેયર્ડનો

ફેસલો વાંચી ડૉ. મહમદ આલમે પંજાબની કાઉન્સીલમાં એવી દરખાસ્ત મુકી કે લાલાજીના મૃત્યુની ઘટનાના સંબંધમાં તપાસ કરવા માટે એસેમ્બ્લી તરફથી એક કમીટી નીમવામાં આવે પરન્તુ આ દરખાસ્ત પસાર થઈ નહી. મી. અર્લવીન્ટરટને કહ્યું 'કે લાલાજીનું મૃત્યુ પોલીસના લાઠીમારથી થયું એવો કોઈ પુરાવો નથી. સાઈમન કમીશનનો વિરોધ કરવાને માણુસો સ્ટેશનની હદની અંદર જવા માગતા હતા તેથી પોલીસનું એ કર્તવ્ય હતું કે તે તેમને અંદર જતા અટકાવે અને કમીશનનું રક્ષણુ કરે' અર્લવીન્ટરટના આ જવાબથી લોકોના હૃદયમાં દુઃખ અને ગુસ્સો વધી ગયો. નવજુવાનોની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો.

**સોન્ડર્સનું ખૂન**

૧૭ મી ડીસેમ્બર, ૧૯૨૭ને દીવસે લાલાજીના મૃત્યુથી બરાબર એક મહીના બાદ, સાંજના પોણુા પાંચ વાગે આસીસ્ટન્ટ પો. સુપરીન્ટેન્ડન્ટ મી. સોન્ડર્સ પોતાની ઓફીસમાંથી બહાર નીકળ્યા અને પોતાની મોટર સાઈકલ ઉપર બેસવા જતા હતા એટલામાંજ કોઈએ તેમના ઉપર પીસ્તોલ છોડી. ગોળી લાગતાં વેંતજ જમીન ઉપર ઢળી પડયા. તેમનો 'રીડર' ચનાનસિંહ તેમની પાસેજ ઉભો હતો. તે પેલાને પકડવા દોડયો પણુ તેને પણુ એક ગોળી વાગી અને જમીન માપતો થઇ ગયો. કહેવાય છે કે ગોળી ચલાવનાર બે નવજુવાન હતા અને તેઓ છએક ગોળીઓ છોડી પોતાનું કામ આટોપી ડી. એ. વી. કોલેજની અંદર નાસી ગયા અને પછીથી કોઇને દેખાયાજ નહીં. એ વખતે તે સ્થળે પોલીસ આવી પહોંચી અને ડી. એ. વી કોલેજની ચારે તરફ ઘેરો ઘાલી મારનારની તપાસ કરવા માંડી પણુ કંઈ પત્તો ન મળ્યો. બીજે દીવસે કેટલાંક ઘરોની તપાસ કરી અને લગભગ ૨૨ માણુસોને શક ઉપરથી પકડયા.

થોડાં દિવસ બાદ લાહોરની દીવાલો ઉપર લાલ કાગળીઆં ચોઢા-

એલાં દેખાયાં તેમાં સરકારને ધમકી આપવામાં આવી હતી. નીચે "બલરાજ–હિન્દુસ્થાનના રીપબ્લીકન આર્મીના સેક્રેટરી" એવા હસ્તાક્ષર હતા. ભીંતપત્રિકામાંનો વિષય એ હતો કે 'સોન્ડર્સને મારી નાખવામાં કોઈ જાતિદ્વેષ નહોતો પણ લાલા લજપતરાયની હત્યાનો બદલો લેવાનોજ મુદ્દો હતો. આ પત્રિકાએ જોઇને પોલીસ ગભરાટમાં પડી ગઇ અને બલરાજનો પત્તો મેળવવા લાગી, પરંતુ બધી મહેનત નિષ્ફળ ગઈ. પોલીસે શક ઉપર પકડેલા બધાને આ ખૂન સંબંધમાં ખૂબ પ્રશ્નો પૂછ્યા, પણ કોઈએ કશુએ ના બતાવ્યું અને અન્તે બધાને જામીન ઉપર છોડવા પડયા.

**એસેમ્બલીમાં બોંબ.**

ઈ. સ. ૧૯૨૯ ની ૮મી એપ્રીલે દીલ્હીની લેજીસ્લેટીવ એસેમ્બલી—વડી ધારાસભામાં "પબ્લીક સેફ્ટી બીલ" રજુ કરવામાં આવ્યું. જ્યારે તેના પ્રમુખ શ્રી, વીઠ્ઠલભાઈ પટેલ પોતાનો ફેંસલો સંભળાવવાને ઉભા થયા કે તરતજ એક જોરભેર ધડાકો થયો અને આખો હોલ ધુમાડાથી ભરાઈ ગયો, ધુમાડો દૂર પણ થયો નહતો એટલામાં એકવાર ફરીથી જોસબંધ ધડાકો થયો, બધા લોકો ભયભીત થઈ ગયા, હોહા થઇ રહી, ધમાચકડી થઈ રહી અને અંધારામાં દોડતા લોકો એક બીજા ઉપર પડવા લાગ્યા. ધુમાડો ઓછો થવા માંડયો એટલે લોકોએ જોયું કે પ્રમુખની 'ગેલેરી' ની સામે બે નવજુવાન ઉભા હતા અને હસતા હતા. એમાંના એકના માથા ઉપર 'હેટ' હતી અને બીજાનું માથું ઉઘાડું હતું, એ વખતે એમણે પોતાના ગજવામાંથી લાલ રૂમાલ કાઢયો અને 'હોલ'માં ફેંકી દીધો. એ લાલ રૂમાલ લોકોએ લીધોએ નહોતો એટલામાં એમણે પીસ્તોલ કાઢી અને ફોડવાની શરૂઆત કરી દીધી, પરંતુ તે ફોડવામાં તેમનો કોઇને મારવાનો ઉદ્દેશ નહોતો કેમકે જો કોઇને મારી નાખવાનોજ વિચાર હોત તો આવા વખતે બે ચાર માણસોને મારી

નાખવા એ સહેજ વાત હતી. એટલામાં એક પોલીસ ઇન્સ્પેકટર એ બન્ને નવયુવકોને પકડવાને આગળ વધ્યો. આ જોઇને બંને જણાઓ પોતે જાતે જઇને તેને તાબે થયા. તે વખતે તેમનું મુખમંડલ સમુદ્રની પેઠે શાંત–ગંભીર હતું. કોઈ જાતનો ભય નહોતો. તેમને પકડયા પછી લોકોનો શ્વાસ નીચે બેઠો અને જોયું તો જણાયું કે બંને બોમ્બ સરકારી બેંચમાં જ્યાં કોઈ બેઠું નહોતું ત્યાં ફુટયા હતા અને તેથી કેટલીક લાકડીઓ તુટી ગઈ હતી. આ બોમ્બ ફાટવાથી પાંચ છ સરકાર પક્ષના સભ્યોને ધાક લાગી અને તેમાં મી. સતરંજન દાસને વધારે ધાક લાગવાથી મૂર્છિત થઈ ગયા. આ સિવાય સર જ્યોર્જ શુસ્ટર અને શંકર રાયને પણ અસર થઈ. આ ઘટના પછી પ્રમુખ સાહેબ શ્રી. પટેલ ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગયા અને એસેમ્બ્લી ચાર દીવસ માટે મુલ્તવી રાખી. આ વખતે પોલીસે તે હૉલને ચારે તરફથી ઘેરી લીધો. જે લોક અંદર હતા તેમની સારીરીતે પુરેપુરી તપાસ કરીને પછીથી બહાર જવા દેવામાં આવ્યા.

**સરદાર ભગતસિંહ અને શ્રી. દત્ત**

સરદાર ભગતસિંહ અને શ્રી. બટુકેશ્વર દત્ત (બી૦કે૦દત્ત) જે બે નવજુવાનોને બોમ્બ ફેકવા માટે પકડવામાં આવ્યા હતા તેમાંના એકને નવિ દિલ્હીના થાણુંમાં અને બીજાને સદરના થાણુંમાં રાખવામાં આવ્યા હતા. એ બેને પકડયા પછી એમ ખબર પડી હતી કે એકનું નામ ભગતસિંહ અને બીજાનું નામ બટુકેશ્વર દત્ત હતું. સરદાર ભગતસિંહ સરદાર અજીતસિંહ જે ૧૯૦૭માં લાલા લજપતરાયની સાથે માંડલમાં શાહી કેદી તરીકે નજરકેદ થયા હતા તેમના ભત્રીજા હતા. તેમના પીતા સરદાર કીશનસિંહ આખા હીંદુસ્થાનમાં પ્રસિદ્ધ એવા રાષ્ટ્રીય નેતા છે. સરદાર ભગતસિંહનું આયુષ્ય તે વખતે લગભગ ૨૪ વર્ષનું હતું ઈ સ. ૧૯૧૯ માં જ્યારે બૉયકોટની ચળવળ પૂર જોસમાં હતી ત્યારે લાહોરમાં એક નેશનલ

કોલેજ ખોલાવામાં આવી હતી. ઘણા વિદ્યાર્થીઓ સરકારી અથવા સરકારી ગ્રાંટ લેતી ખાનગી કોલેજો છોડી આ કોલેજમાં દાખલ થયા હતા. સરદાર ભગતસિંહ પણ આ કોલેજમાં ભણેલા અને તેમાં નેશનલ યુનીવર્સીટીની બી૦ એ૦ ની પરીક્ષા પસાર કરી હતી.

**ધારાસભામાં શી રીતે દાખલ થયા?**

શ્રી. બટુકેશ્વર દત્ત ની ઉમ્મર આશરે ૨૩ વર્ષની છે. તે બંગાળામાં વર્ધમાન જીલ્લામાં રહેતા મી૦ જી૦ બી૦ દત્તના પુત્ર છે. પોલીસે આ બન્નેને અનેક પ્રશ્નો પૂછેલા પણ તેમણે પોતાનું નામ અને ઠેકાણું સિવાય કાંઈ જણાવ્યું નહતું. પોલીસે પોતાના રજીસ્ટર મારફત જે કાંઇ મેળવ્યું તે એ હતું કે ભગતસિંહ પહેલા કાકોરી કાવત્રામાં ગીરફતાર થયા હતા પણ કાંઈ પુરાવો નહિ મળવાથી છોડી દેવામાં આવ્યા હતા. તે ઈ. સ. ૧૯૨૮ ના જુલાઇ માસમાં ઘેરથી ચાલ્યા ગયા હતા અને પછી તેમનો પત્તો મળ્યો ન હતો. ત્યારપછી તે દિલ્હીના એસેમ્બલી હોલમાં દેખાયા હતા. એ દિલ્હી શીરીતે આવ્યા, ક્યારે આવ્યા અથવા કયાંથી આવ્યા એ બાબતોમાં નવજુવાનોએ કાંઇ માહીતી આપી નહિ. પોલીસ અધિકારી તેમને પુછી પુછીને કંટાળી ગયા, પણ તેમણે કોઇ બાબાતની ખબર પડવા દીધી નહિ પણ તપાસ કરતાં ભગતસિંહ પાસેથી બે પીસ્તોલ મળી આવી હતી. આમાંની એક બે ગોળી છોડી શકાય તેવીનો એસેમ્બલી હોલમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો અને તે બે ગોળી છોડયા પછી તેનો ઘોડો ઉંચો રહી ગયો હતો અને તે ચોંટી ગયાથી વધારે ચાલી શકયો નહતો. આ વખતે ભગતસિંહે બીજી પીસ્તોલ કાઢવાનો પ્રયાસ કર્યો પણ તે તત્કાળ પકડાઈ ગયા હતા. શ્રી. બટુકેશ્વર દત્ત પાસે કાંઇ હથીયાર હતાં નહિ. એસેમ્બલી હોલમાં બોમ્બ ફેંકવાથી આખા દેશમાં ખળભળાટ થયો હતો. એસેમ્બલી હોલપર સખ્ત પોલીસ પહેરો રહે છે અને અંદર પાસવિના

કોઈ જઈ શકતું નથી તો આ લોકો અંદર શી રીતે ગયા, કયે રસ્તેથી ગયા એ એવી બીના હતી કે જે જાણીને આખો દેશ ચકિત થયો હતો.

**તંત્રીની ઓફીસ પર દરોડો!**

જંગલના દાવાનલની માફક આ ખબર દિલ્હીથી આખા દેશમાં પ્રસરી ગયા. તારઉપર તાર છુટયા, વર્તમાન પત્રોમાં ખબર છપાઈ અને બીજે દિવસે દિલ્હીના પત્રમાં તો સરદાર ભગતસિંહ અને દત્તની–છબી પણ આવી ગઈ અને "પીપલ"માં ભગતસિંહનું ટુંકજીવન પણ છપાયું. પોલીસને પણ આશ્ચર્ય થયું કે આ વર્તમાન પત્રના તંત્રી પાસે ભગતસિંહની છબી અને જીવનવૃત્તાંતની શીરીતે માહીતી મળી. પોલીસે તે બાબતની તંત્રીને પુછપરછ કરતાં જણાવવામાં આવ્યું હતું કે એસેમ્બલી હોલમાં બોમ્બ ફેંકવામાં આવ્યો ત્યારપછી થોડા વખતમાં કોઈ નવયુવક આ પત્રની ઓફીસના દરવાજા પાસે આવ્યો હતો અને પટાવાળાને એક પાકીટ તંત્રીને પહોંચાડવા માટે આપી ચાલ્યો ગયો હતો. તંત્રીએ આ પાકીટ ખોલ્યું તો તેમાં ભગતસિંહની છબી અને તેમનું ટુંક જીવન લખવામાં આવ્યું હતું. આ બોમ્બની બાબતમાં ઘણાં પત્રોએ અગ્રલેખ લખ્યા અને આ વાત આખી દુનીયામાં પ્રસરી ગઈ. બોમ્બ ફેંકયા પછી જે લાલ ચોપાનીઆં ત્યાં હોલમાં ફેંકવામાં આવ્યાં હતાં તે ઉપરથી વાંચનાર સમજી શકશે કે ભગતસિંહ અને દત્તનો વિચાર કોઈને મારી નાખવાનો નહતો પણ બહેરાને સંભળાવવા અને સરકારને ચેતવવા માટે બોમ્બ ફેંકવાનો હતો.

**પોલીસના વ્યર્થ પ્રયાસો**

સરદાર કીશનસિંહને ભગતસિંહના ગીરફતાર થયાના ખબર પહોંચતાં જ તે તરત દિલ્હી તરફ રવાના થઈ ગયા હતા. તેમની ભગતસિંહની મુલાકાત લેવાની અરજી કેટલોક વખત થયા પછી સ્વીકારવામાં આવી હતી. મુલાકાત લીધા પછી તેમણે બચાવ કરવા માટે દિલ્હીના પ્રખ્યાત બેરીસ્ટર મી. અસફઅલી

ને રોકયા. પોલીસે આ બન્ને ગુન્હેગારોને કાવત્રાનો પત્તો મેળવવા ખૂબ સમજાવ્યા અને પ્રયત્ન કર્યા પણ તેમાં સફળ થયા નહિ. જ્યારે કોઈ પોલીસ અધિકારી તેમની યુક્તિઓની બાબતમાં કાંઈ સવાલ પૂછતા ત્યારે તે કાંઇ પણ જવાબ દેતા નહિ. જ્યારે પોલીસને કાંઇ પણ ખબર ન પડી ત્યારે તે દિલ્હીની બધી હોટલોમાં ફર્યા અને બધાને તેમના ફોટા બતાવ્યા પણ કાંઈ બાતમી મળી નહી.

**લાહોરની બોમ્બ ફેક્ટરી**

ઈ. સ. ૧૯૨૯ ના એપ્રીલ માસમાં લાહોરમાં કિલા ગુજ્જર સિંહની પાસેના એક મકાનને પોલીસે સવારે સાત વાગે ઘેરો ઘાલ્યો. આ મકાનના માલીક મીરઝા મહમદ બશીરને તેમણે છાપો મારતી વખતે સાથે રાખ્યો હતો. આ મકાન એક યુવાન ભગવતી-ચરણના નામથી ભાડે રાખવામાં આવ્યું હતું. જે સમયે પોલીસ ત્યાં પહોંચી તે સમયે ત્યાં ત્રણ નવયુવાનો બેઠા હતા અને તેમને પોલીસે ગીરફતાર કર્યા. આમાંના એક જણ પાસે પીસ્તોલ હતી પણ તેણે તે ચલાવી નહિ. જડતી લીધાથી ત્યાંથી બોમ્બ બનાવવાની બહુ સામગ્રી અને બોમ્બ મળી આવ્યા. બપોરે બે વાગે તપાસ પુરી થઇ અને પછી પોલીસ બધો સામાન મોટરમાં નાખી પોતાની જોડે લઇ ગઇ. ભગવતીચરણ પોલીસના હાથમાં ન આવ્યા. તે બે દિવસથી લાહોરમાં ન હતા. પોલીસે તેમની રહેવાની જગાએ પણ જડતી લીધી પરંતુ કાંઇ મળી આવ્યું નહિ. જે ત્રણ યુવાનોને ગીર-ફતાર કર્યા હતા તેમને થાણામાં લઇ જવામાં આવ્યા. આ ત્રણનાં નામ સુખદેવ, જયગોપાલ અને કીશોરીલાલ હતાં. પોલીસે આ ત્રણને જુદી જુદી કોટડીમાં પુરી દીધા અને બાતમી પુછી. પહેલાં તો તેમણે કશુંએ ન કહ્યું પણ થોડા દીવસ પછી એક જણે કાંઇ બાતમી આપી જેથી પોલીસને સોન્ડર્સના ખુનનો કાંઇ પત્તો મળી ગયો, જેનું પરિણામ એ આવ્યું કે લાહોર અલ્હાબાદ, કાનપુર, બનારસ વગેરે

શહેરોમાંથી કાંઈ નવયુવાનોને ગીરફતાર કરવામાં આવ્યા. આથી પોલીસને કાવત્રાનો કાંઇક પત્તો લાગ્યો. ધીરે ધીરે તેમને બધી ખબર પડી ગઈ. લાહોરમા બોમ્બ ફેકટરી પકડાયા પછી સહરાનપુરમાં એક બીજી બોમ્બ ફેકટરી પકડાઇ ગઇ. એમાંથી પણ પોલીસના હાથમાં થોડા બોમ્બ આવ્યા. જે મકાનમાંથી બોમ્બ પકડાયા ત્યાં ત્રણ નવયુવાનો ગયાપ્રસાદ, શિવવર્મા અને જયદેવ રહેતા હતા. આ ત્રણે જણને પકડવામાં આવ્યા. સોન્ડર્સનું ખુન અને કાવત્રાના સંબંધમાં પકડાયેલા યુવાનોનાં નામ નીચે મુજબ છે—

(૧) સુખદેવ—લાયલપુર. (૨) કીશોરીલાલ—હોશીયાપુર
(૩) ગયાપ્રસાદ—કાનપુર (૪) જીતેન્દ્રનાથ દાસ—કલકત્તા
(૫) શિવવર્મા—સહરાનપુર (૬) જયદેવ—સહરાનપુર
(૭) કેવલનાર્થંતિ—કલકત્તા (૮) ભગતસિંહ—લાહોર
(૯) બટુકેશ્વર દત્ત—વર્ધમાન (૧૦) દેશરાજ—લાહોર
(૧૧) પ્રેમદત્ત—ગુજરાત (૧૨) મહાવીર—ઇટાવા
(૧૩) અજય કુમાર ઘોષ—કાનપુર (૧૪) સુરેન્દ્રનાથ પાંઢે

આ ઉપરાંત નીચે લખેલા યુવાનોની પણ પોલીસને જરૂર હતી પણ તેઓ પકડાયા ન હતા.

(૧) યશપાલ—લાહોર (૨) ભગવતીચરણ—લાહોર
(૩) ચન્દ્રશેકર આઝાદ—બનારસ (૪) સદગુરૂ દયાલ—કાનપુર
(૫) કૈલાસપતિ—બનારસ (૬) વિજ્ય કુમાર સીન્હા
(૭) રાજગુરૂ—પુના (૮) રઘુનાથ—બનારસ

આમાંથી રાજગુરૂ અને વિજયકુમાર મુકર્દમો શરૂ થયા પછી થોડે દિવસે ગીરફતાર કરવામાં આવ્યા. નીચે લખેલા સાત જણ તાજ તરફના સાક્ષી બન્યા—જયગોપાલ, હંસરાજ, રામશરણદાસ, પ્રેમદત્ત, લલિતકુમાર મુકરજી, ફણીન્દ્ર ઘોષ અને મનમોહન મુકરજી.

પહેલાં આ મુકર્દમો શ્રીકૃષ્ણ નામના એક સ્પેશીયલ મેજીસ્ટ્રેટને સોંપવામાં આવ્યો હતો.

**ઇન્કીલાબ ઝીંદાબાદ**

પોલીસે સરદાર ભગતસિંહ અને શ્રી. બી. કે દત્તની સામે બે આરોપો મુકી કામ ચલાવ્યું. પહેલો આરોપ તેમણે વડી ધારાસભાના હોલમાં બોંબ ફેંકી સભાસદોને મારી નાખવાનો પ્રયાસ કરવાનો અને બીજો અચાનક સળગી ઉઠે એવો પદાર્થ તેમની પાસે રાખવાનો હતો. જ્યારે તેમનો કેસ કોર્ટમાં દાખલ કરવામાં આવ્યો અને તેઓને કોર્ટના મકાનના ઉમરામાં દાખલ કરવામાં આવ્યા કે તરત તેમણે "ઇન્કીલાબ ઝીન્દાબાદ" ના પોકાર કર્યા. કોર્ટમાં સાર્જન્ટ ટેરીએ જણાવ્યું કે જે સમયે મેં આ બન્નેને ગીરફતાર કર્યા તે સમયે તે પૈકી એક જણુ ગોળીબ્હાર કરી રહ્યો હતો, પણ મેં તરત જ તેના હાથમાંથી પીસ્તોલ છીનવી લીધી હતી. જેમને આ બનાવ પ્રત્યક્ષ રીતે જોનારાઓ તરીકે સાક્ષીમાં રાખવામાં આવ્યા હતા તેમણે જણાવ્યું કે પહેલો બોંબ સરદાર ભગતસિંહે અને ત્યારપછી બીજો મી. બી. કે. દત્તે ફેંકયો હતો. બોમ્બ ફેંકયા પછી બન્નેએ લાલ પત્રિકાઓ ફેંકી હતી અને ત્યારપછી ફરીથી બ્હાર કર્યા હતા. રસાયણીક ચીજોના અનુભવી અમલદારે જણાવ્યું હતું કે જે બોમ્બ એસેમ્બલીમાં ફેંકવામાં આવ્યો હતો તે એવા પ્રકારનો હતો કે તેથી ઘણાના જાન જવાનો સંભવ હતો, પરંતુ એ એક ચમત્કારની વાત છે કે તેથી કેમ કોઈ મર્યું નહિ.

**બોંબ શા માટે ?**

અદાલતે પોલીસ સાક્ષીઓની જુબાની લીધાબાદ તહોમતદારોની વિરૂદ્ધ ગુન્હાનો આરોપ મુકયો અને તેમનો કેસ સેશન્સ કોર્ટને સુપ્રત કર્યો. સેશન્સ જજે જ્યારે ગુન્હેગારોને તેમની હકીકત દર્શાવવા ફરમાવ્યું ત્યારે તેમણે એકત્ર એક જ લેખી હકીકત રજુ કરી. તેમાં તેમણે જણાવ્યું કે " અમારી ઉપર જે ભયાનક દોષનું આરોપણ કરવામાં આવ્યું છે તે સંબંધમાં અમે નીચેની વિગત રજુ કરીએ છીએ.

"આ વિષયમાં બે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પહેલો પ્રશ્ન તો એ છે કે વડી ધારાસભાના હોલમાં બોંબ ફેંકવામાં આવ્યો હતો કે કેમ અને કદી ફેંકાયો હોય તો તેનું શું કારણ હતું? બીજો પ્રશ્ન એ છે કે નીચલી કોર્ટે આ બાબતમાં જે દોષનું આરોપણ કર્યું છે તે ખરૂં છે કે નહિ. પહેલા પ્રશ્નના સંબંધમાં અમારો જવાબ એ છે કે હા, એ વાત ખરી છે કે વડી ધારાસભાના હોલમાં અમે બોમ્બ ફેંકયો હતો, પરંતુ આ બનાવ પ્રત્યક્ષ જોનારા તરીકે જુબાની આપનારાઓમાંથી કેટલાકે તદ્દન જુઠી સાક્ષી રજુ કરી છે, પરંતુ બોંબ અમે ફેંકયો હતો એ વાતનો અમે સ્વીકાર કરતા હોવાથી એ સાક્ષીઓની જુબાનીના સંબંધમાં અમે કાંઈ કહેવા નથી ઇચ્છતા. તેના એક દાખલા રૂપે અમે એમ કહી શકીએ છીએ કે સાર્જન્ટ ટેરીએ પોતાની જુબાનીમાં એવું જે જણાવ્યું છે કે તેણે અમારામાંના એકના હાથમાંથી પીસ્તોલ છુંટવી લીધી હતી તે તદ્દન અસત્ય છે કારણકે તે સમયે અમારી જાતને અમે જાતેજ પોલીસને અર્પણ કરી હતી તેમજ અમારામાંના કોઈના હાથમાં પીસ્તોલ ન હતી. બીજા સાક્ષીઓએ જેમણે પોતાની જુબાનીમાં એવું જણાવ્યું છે કે તેમણે અમને બોમ્બ ફેંકતા જોયા હતા તેમાં તેમણે અસત્ય બોલવામાં રતીભાર પણ કસર નથી રાખી. પહેલા પ્રશ્નમાંના પાછલા પ્રશ્નના જવાબમાં અમે લાંબુ નિવેદન રજુ કરવા ઇચ્છીએ છીએ કારણ કે જેને માટે અમારે ધારાસભામાં બોમ્બ ફેંકવો પડયો તેની સર્વ વિગતોનું અમે વર્ણન કરવા ઇચ્છીએ છીએ.

**બહેરાઓને લાલબત્તી**

કેટલાક પોલીસ અમલદારોએ જેલમાં અમારી મુલાકાત લીધી હતી અને તેમાં તેમણે અમને જણાવ્યું હતું કે વાઇસરોયે વડી ધારાસભામાં આ બનાવ વિષે બોલતાં જણાવ્યું હતું કે આ બનાવ એકાદ વ્યકિતના કારસ્થાનનો નથી પરંતુ કોઈ સંસ્થાનો હોવો જોઇએ. જ્યારે અમે આ વાત સાંભળી ત્યારે અમને

લાગ્યું કે અમારા બનાવનો મુખ્ય ઉદ્દેશ તો હવે સારી રીતે સમજાયો જણાય છે, માનવ જાતી પ્રત્યેનો અમારો પ્રેમ કોઇથી ઉતરતો નથી. અમારે કોઇ વ્યકિત સાથે વૈરભાવ પણ નથી, એટલું જ નહિ પણ અમે મનુષ્યની જીંદગીને શબ્દોમાં ન વર્ણવી શકાય એટલી પવિત્ર લેખીએ છીએ. અમારા સંબંધમાં દીવાન ચમનલાલે જણાવ્યું તેમ અમે કોઈ પ્રકારે કુકર્મ કરનારાઓ કે દેશના શત્રુ પણ નથી, તેમજ લાહોરના 'ટ્રીબ્યુન' પત્રે અને કેટલાક બીજા લોકોએ કહ્યું હતું તેમ અમે દીવાના પણ ન્હોતા બન્યા. અમે ઘણી નમ્રતાપૂર્વક જણાવવા માગીએ છીએ કે અમે જેવા અમને દર્શાવવામાં આવે છે એવા નથી પરંતુ અમે તો કેવળ દેશના ઇતિહાસનો ગંભીર દ્રષ્ટિએ વિચાર કરનારા તેમજ દેશની સ્થિતિનું વિચારપૂર્વક દીગ્દર્શન કરનારા છીએ. અમારૂં વેર એક એવી સંસ્થા સાથે છે કે જે શરૂઆતથી પોતાનો દોરદમામ દર્શાવતી આવી છે અને જે આજ સુધી અત્યાચારની પાશવી શક્તિનું પ્રદર્શન કરી રહી છે. જયારે જયારે અમે આ પ્રશ્નપર વિચાર કર્યો ત્યારે અમને જણાયું છે કે આ સંસ્થા ભારતમૈયાનું સંસારની દ્રષ્ટિ સમક્ષ અપમાન કરવા તેમજ તેની પડતી કરવા માટે ઉપસ્થિત થયેલી છે.

પ્રજાની માગણીઓ પ્રજાના પ્રતિનિધિઓએ વારંવાર રજુ કરેલી છે પરંતુ તે સામે દ્રષ્ટિ પણ ન ફેંકાઈ અને ધારાસભામાં પસાર થયેલા ઠરાવો પગ નીચે રોળાયા. જે બીલો પ્રજા-પ્રતિનિધિઓએ નામંજુર કર્યા હતાં તે ગમે તેમ કરીને પસાર કરાવાયાં. આ બધી હકુમત જે કરોડો ગરીબ કામદારોના પસીનાના પૈસે રચાઇ છે તે હકુમત અમે માનીએ છે કે તે કેવળ નગારાના પોલ જેવી છે અને દુર્જનતાથી ભરપુર છે. કેવળ પ્રપંચરૂપ છે...ધારાસભામાં ટ્રેડ યુનીયન બીલપરની ચર્ચાઓ સાંભળ્યા પછી અમારામાં એ બાબતમાં સંપૂર્ણ વિશ્વાસ બેઠો કે હાલની સરકાર મજુરો અને ખેડૂતોને તેમની આર્થિક

સ્થિતિ સુધારવાના કામમાં અંતરાયરૂપ થવા માટે તૈયાર થયેલી છે. " ઇંગ્લાંડને તેના સ્વપ્નામાંથી જગાડવાને બોમ્બની જરૂર છે એવી મતલબનાં વચનો મહુમ એસ. આર. દાસ—જે એક વખત ગવર્નર જનરલની કારોબારી સમિતિના કાયદા સભાસદ હતા તેમણે પોતાનાં એક પત્રમાં પ્રકટ કર્યાં હતાં. એ વચનોને સ્મરણમાં રાખીને અમે ધારાસભામાં બોંબ ફેંકયો. તેમ કરવાનું કારણ માત્ર એજ હતું કે જે મનુષ્યો અથવા તો બીજાઓ કે જેઓ પાસે પોતાના હૃદયના ભાવ પ્રદર્શિત કરવાને સાધન ન હતાં તેમની વતી સરકારને અમે સાવધ કરવા ઇચ્છતા હતા. અમારો ઉદ્દેશ બહેરાઓને સાંભળતા કરવાનો અને ગાફીલોને વખતસર ચેતવણી આપવાનોજ હતો. અમારી જેમ બીજાઓ પણ તીવ્ર વેદના અનુભવી રહ્યા છે અને હીંદી જનસમુહના શાંત દેખાતા સમુદ્રમાં થોડાજ વખતમાં તોફાન ફાટી નીકળવાનું છે. જેઓ આગળ રહેલાં ગંભીર જોખમો પ્રતિ દુર્લક્ષ કરી વેગથી માર્ગ કાપે જાય છે તેમને ચેતાવવાને અમે લાલ બત્તી જગાવી છે. અમે તો માત્ર એજ સૂચન કર્યું છે કે 'અહિંસા' અને 'શાંતી'નો યુગ હવે ખતમ થયો છે. માનવ જીવન પ્રત્યે અમને હાર્દિક પ્રેમ છે અને તેથી તેને સાવધાન કરવા અમે આ માર્ગ ગ્રહણ કર્યો છે કે જેથી ભવિષ્યમાં આવનારી અસંખ્ય વિપત્તિઓમાંથી તેઓ બચી શકે, પરંતુ વિદેશી સરકાર અને દેશી આગેવાનોએ પોતાના કાન બંધ કરી દીધા હતા અને તેથી અમે તેમને ફરીથી સચેત કરવા ચાહતા હતા. અમારા બોંબ ફેંકાયાથી જે સભાસદોને ઇજા થવા પામી હતી તેમની સામે કે બીજા કોઈ સભાસદો સામે અમારે વેરભાવ ન હતો. અમે તો ફરીથી એ વાત જણાવવા માગીએ છીએ કે અમે તો માનવ-જીવનને એક પવિત્ર જીવન સમજીએ છીએ. નિર્દયતાથી પણ મનુ-ષ્યોને મારી નાખવા એવું જે સીપાઇઓને શીખવવામાં આવે છે એવા સીપાઇઓ અમે નથી. અમારે મન મનુષ્યજીવન પ્રત્યે ભારે આદર છે એટલું જ નહિ પણ તેની રક્ષા કરવાનો પ્રયત્ન કરનાર

છીએ, તો પણ એ વાત તો અમે સ્વીકારીજ લઇએ છીએ કે ધારાસભામાં એમે બોંબ જાણી જોઇને જ ફેંકયો હતો.

અમારા કાર્યનું પરિણામ જોઇને અમારી ભાવના વિષે નિર્ણય થવો જોઇએ. અમે જે બોંબ ફેકયો હતો તેથી એક બાજઠ માત્ર થોડીજ તુટી હતી અને ડઝનથી પણ ઓછા સભ્યોને સાધારણ નજીવી ઇજા થઇ હતી. બોમ્બની સામગ્રીથી માહિતગાર અમલદારે જણાવ્યું હતું કે આ બોમ્બથી કોઇ મર્યું નહિ એ એક ચમત્કાર હતો. ખરી રીતે એ કાંઇ ચમત્કાર નહતો પરંતુ જે કાંઇ બન્યું તેજ ચમત્કાર હતો કે જે અમે કરવા ઇચ્છતા હતા. પહેલાં તો એજ કે આ બોંબ અમે ખાલી જગા ઉપરજ નાખ્યો હતો. જો અમારો બોમ્બ જેવો બોમ્બ ઇન્સ્પેકટરે દર્શાવ્યો છે એવો હોત તો લાકડીઓના ચુરેચુરા થઈ ગયા હોત અને તમામ મનુષ્યો ત્યાંજ મરણ પામત. વળી અમે જો ધાર્યું હોત તો સરકારી સભાસદો અથવા તો સર જોન સાઇમન જેઓ પ્રજાના ભારે તિરસ્કારપાત્ર બન્યા હતા તેમને મારી શકતા હતા, પરંતુ અમારો ઇરાદો એ ન હતો. ચમત્કારની વાત તો એ હતી કે અમે જાણી જોઇને બોમ્બ ખાલી જગા પર ફેંકયો હતો.

**ક્રાન્તીની કુચ નહિ અટકે**

'...બળનો જ્યારે કોઇના ઉપર હુમલો કરવા ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે હિંસા બને છે અને એટલા માટે તે નૈતિક દૃષ્ટિએ ગેરવાજબી છે, પણ બળનો જ્યારે કોઈ સારા કાર્યને આગળ ધપાવવા ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે નૈતિક દૃષ્ટિએ વાજબી ઠરે છે. ગમે તે સંજોગોમાં બળનો ઉપયોગ જ નહિ કરવો એ ભાવના આદર્શભકતના મનોરાજયની છે. દેશમાં જે નવી હિલચાલ ઉભી થઇ છે અને જેની અમે ચેતવણી આપી છે તેની સન્મુખ એ આદર્શો છે કે જે ગુરૂ ગોવિન્દસિંહ અને શિવાજી, કમાલપાશા અને



સરદાર ભગતસીંહના દાદા સરદાર અર્જુનસીંહ જેણે વીર પુત્રોને
માતૃભૂમિની સેવા માટે અર્પણ કર્યા છે.

રીઝાખાન, વોશીંગ્ટન અને ગેરીબાલ્ડી, લાફાયેટ અને લેલીન સમા પુરૂષોના માર્ગદર્શક હતા. પરદેશી સરકાર અને હિન્દી નેતાઓએ આ નવી હીલચાલની હયાતિ અને તેની ભાવનાઓ સામે આંખો અને કાનો બંધ કર્યાનું જણાયાથી અમે એવી રીતે ચેતવણી આપવાનો અમારો ધર્મ માન્યો છે કે જે અણુસાંભળી રહે જ નહિ '...અમે વિચારણાપૂર્વક અમારા કૃત્ય માટે સજા સહન કરવાને અમારી જાતને સોંપી દીધી છે. અમે સામ્રાજ્યવાદી સીતમગરોને જણાવવા ઇચ્છીએ છીએ કે વ્યક્તિઓને તમે કચડીને ભાવનાઓ નહિ કચડી શકો. બે નાચીઝ માણસો કચડાવાથી પ્રજા નહિ કચડાઈ શકે. અમે કહેવા એ માંગીએ છીએ કે દમનનીતિ અને બેસ્ટાઇલના કિલ્લાઓ ફ્રાન્સની ક્રાન્તિકારી હિલચાલને કચડી શકયા નથી; ફાંસીના માચડાઓ અને સાઇબીરીઆની ખીણો રશીયન ક્રાન્તિને અટકાવી શકયાં નથી; ખૂની રવિવારો અને બ્લેક એન્ડ ટાન્સ આયરીશ સ્વાધીનતાની હિલચાલને ગુંગળાવી શકયાં નથી; ત્યારે શું ઓર્ડીનન્સો અને પબ્લીક સેફ્ટી બીલો હિન્દુસ્તાનમાં પ્રગટેલી સ્વાધીનતાની જ્વાળાઓ ઓલવી શકશે? કાવત્રાના ભલે ગમે તેટલા મુકર્દમાઓ ચલાવવામાં આવે, એ મહાન આદર્શને ભજતા તમામ જુવાનોને ભલે જેલવાસ આપવામાં આવે; પણ એ કોઇ ક્રિયાથી ક્રાન્તિની કૂચની રૂકાવટ નહિ જ થઇ શકે.

**યજ્ઞવેદિમાં ધૂપ**

'...ક્રાન્તિ એટલે ઉઘાડા ગેરઇન્સાફ ઉપર રચાયેલી અત્યારની સમાજરચનાનું પરિવર્તન. ક્રાન્તિનો અમારો એ અર્થ છે...ક્રાન્તિ દ્વારા અમે એવા પ્રકારની આખરી સમાજરચના રચવા માંગીએ છીએ કે જેના પરિણામે જગતની પ્રજાઓનો સંઘ સ્થપાશે અને માનવજાતિ મુડીવાદની ગુલામી, દુઃખદારિદ્ર અને યુદ્ધના ભયમાંથી મુક્ત થશે. એ ક્રાન્તિ એ માનવજાતિનો અવિછેદ્ય અધિકાર છે. સ્વાધીનતા એ સર્વ કોઇનો અમર અધિકાર છે. કામદાર એ જ સમાજનો સાચો સ્તંભ

છે. જનસામાન્ય જ કુલ સત્તા ભોગવે એ ક્રાન્તિનું આખરી ધ્યેય છે. આ આદર્શોને માટે અને આ શ્રદ્ધાને કાજે અમને જે કાંઇ સજા ફટકારવામાં આવે તેને વધાવી લેવા અમે તૈયાર છીએ. ક્રાન્તિની આ યજ્ઞવેદિમાં અમારા યૌવનને ધૂપ તરીકે સમર્પીએ છીએ. આવા ભવ્ય આદર્શની સિદ્ધિ માટે કોઇ બલિદાન મહાન છે જ નહિ. ક્રાન્તિ અમર રહો ! ઇન્કીલાબ ઝીન્દાબાદ !'

છેવટે સેશનજજે બન્નેને દોષિત ઠરાવી કાળા પાણીની સજા ફરમાવી.

**લાહોર કાવત્રુ**

સરદાર ભગતસિંહ અને શ્રી૦ બી૦ કે૦ દત્તને એસેંબલી બોમ્બ કેસનો ફેંસલો થયા પછી લાહોર લાવવામાં આવ્યા અને તેમને લાહોર કાવત્રામાં મદદગાર તરીકે સામેલ કરવામાં આવ્યા. એ કેસ ચાલ્યો કે તરત સરદાર ભગતસિંહ અને શ્રી. બી. કે. દત્તે રાજદ્વારી કેદીઓ તરફ ચલાવવામાં આવતી ગેરવર્તણુકના વિરોધ તરીકે ભૂખમરાની હડતાળ શરૂ કરી. ૧૬ મી જુલાઇને દિવસે કેદીઓએ પોલિસની વિરૂદ્ધની ફરીયાદ અદાલતને કરી પણ અદાલતે તેના તરફ ધ્યાન ન આપ્યું. ૧૮ મી જુલાઇને દિવસે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની સમક્ષ પણ સદરહુ બોસ્ટલ જેલના સુપ્રીન્ટેન્ડન્ટ વિરૂદ્ધ ફરીયાદ કરી જેમાં જણાવવામાં આવ્યું હતું કે રાજદ્વારી કેદીઓ તરફ સદ્વર્તન ચલાવવામાં આવતું નથી પણ આ ફરીયાદથી પણ કાંઇ વળ્યું નહિ. આનું પરિણામ એ આવ્યું કે સઘળા કેદીઓએ ભૂખમરાની હડતાળ શરૂ કરી. આ હડતાળ બહુ દિવસ ચાલી અને કેટલાક આરોપીઓ બહુ અશક્ત બની ગયા અને કોર્ટમાં હાજર થઈ શકયા નહિ. સ્પેશીયલ મેજીસ્ટ્રેટે આરોપીઓની ગેરહાજરીમાં કેસ ચલાવ્યો અને આરોપીઓના વકીલે આનો વિરોધ કર્યો. આથી કોર્ટને કેસ મુલતવી રાખવો પડયો. જો કોઈ કેદી ભૂખમરાની હડતાળ પર જાય છે તો જેલનો દાક્તર તેના મોમાં નળીદ્વારા દૂધ વગેરે નાખે છે જેથી કેદીઓ કેટલા

ક દિવસ જીવી શકે છે. જેલના અધિકારીઓએ આ કેસમાં પણ પરાણે નળિદ્વારા દૂધવગેર પાવાનો માંહોમાંહે નિશ્ચય કર્યો. એક આરોપી શ્રી. જતીન્દ્રનાથ દાસને આ પ્રમાણે પરાણે દૂધ વગેરે પાતાં એટલું કષ્ટ આપ્યું કે તે મુછિંત બની ગયા અને તેમની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી ગઇ. સર્વ દેશમાં ભૂખમરાની હડતાળપર ગયેલા લાહોર કાવત્રા કેસના આરોપીઓ તરફ સહાનુભૂતિ દર્શાવવા માંડી કારણ કે આ ભાઇઓએ હડતાળ સ્વાર્થસિદ્ધિ માટે નહોતી આદરી પણ સર્વ રાજદ્વારી કેદીઓની દશા સુધારવાનો તેમનો ઉચ્ચ ઉદ્દેશ હતો. દરેક શહેરમાં સરઘસ વગેરે નીકળ્યાં જેમાં સરકારના વર્તન સામે તિરસ્કાર અને આરોપીઓ તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવ્યાં. છેવટે સરકારે એક સમિતિ નીમી જેને જેલની તપાસ કરી તેના નિયમોમાં ફેરફાર કરવાની અને સુધારા સુચવવાની સૂચના કરવામાં આવી, સદરહુ સમિતિએ પોતાનું કામ સત્વર શરૂ કર્યું અને તેણે લાહોર કાવત્રા કેસના આરોપીઓની પણ તપાસ કરી-જુબાની લીધી, પરંતુ આ સમિતિને રિપોર્ટ કરતાં વાર લાગે તેમ હતું અને શ્રી. જતીન્દ્રનાથ દાસની તબીયત બહુ બગડતી જતી હતી. આથી કમિટિએ પોતાનો રિપોર્ટ તૈયાર કરતાં પહેલાં સરકારને કાંઇ અરજ કરી. આમાંની એક અરજ એ હતી કે શ્રી. જતીન્દ્રનાથ દાસને એકદમ છોડી દેવા.જેલ કમિટિના સભાસદોએ ભૂખમરાની હડતાળ પર ગયેલાને સલાહ આપી કે એમની અરજ સરકાર સ્વીકારશે જેથી તેમણે ભૂખમરાની હડતાળ છોડી દેવી.

આથી આ સભાસદોપર વિશ્વાસ રાખી બધા આરોપીઓએ હડતાળ છોડી અને ખોરાક લેવો શરૂ કર્યો.

**૬૧ દિવસના અપવાસ પછી.**

પણ જતીન્દ્રનાથે જ્યાંસુધી બધી શરતોનું પાલન ન થાય ત્યાંસુધી ખાવાનું સ્વીકાર્યું નહિ. એ દિવસમાં જ્યારે સરકારે વચનભંગ કર્યો અને કાંઇ ફેંસલો આપ્યો નહિ ત્યારે બધાએ ફરીથી ભૂખમ-

રાની હડતાલ શરૂ કરી. સરકારે દાસને બીનશરતે છોડવાની ના પાડી અને તેમને જામીનપર છોડવા કહ્યું, પરંતુ જતીન્દ્રનાથે તેમ કરવા ના પાડી. જેલ કમિટિએ સરકારને તારથી શ્રી. દાસને છોડી દેવા જણાવ્યું પરંતુ સરકારે લગીર પણ નમતું આપ્યા વગર અડ્ડો પકડી રાખ્યો. શ્રી. દાસની દશા દિનપ્રતિદિન ખરાબ થતી ગઈ અને ૧૩ મી ડીસેમ્બરને દિવસે બપોરના દોઢ વાગે ૬૧ દિવસના ઉપવાસ પછી આ સંસારનો ત્યાગ કરી તેમણે સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું. શ્રી. દાસના સ્વર્ગ-વાસના સમાચાર આખા દેશમાં પ્રસરી ગયા. જનતા શોકસાગરમાં ડુબી ગઈ. મોટાં મોટાં શહેરોમાં હડતાળ પડી અને મોટાં સરઘસ નીકળ્યાં. લાહોરમાં સ્વ. દાસને અંજલી અર્પવા મોટું સરઘસ નીકળ્યુ જેમાં એક લાખ મનુષ્ય હશે. તે પછી લાશને કલકત્તા લઇ જવામાં આવી. સ્ટેશનપર અપૂર્વ માનવસાગર ઉલટી ભેગો થયો હતો અને કલકત્તામાં પણ અપૂર્વ સરઘસ નીકળ્યું. શહીદના બલિદાનથી લોકોમાં નવાં ચેતન રેડાયાં. ભારત વર્ષમાં સાર્વત્રિક શોક પ્રસર્યો. સર્વત્ર સરકારના વર્તન તરફ તિરસ્કાર અને શહીદના ભોગ માટે આદરભાવ દર્શાવવામાં આવ્યાં. પંડિત મોતીલાલ નહેરૂએ એસેંબલીમાં ભાષણ કરતાં કહ્યું કે સરકાર ક્રૂર બની ગઇ છે મનુષ્યના જીવ માટે તેને દરકાર નથી. જો તેણે ધાર્યું હોત તો શહીદ દાસને તે બચાવી શકત. પં. માલવીયાજીએ પણ જણાવ્યું કે ભૂખમરાના હડતાલીઆઓની ફરીયાદો સાચી છે અને સરકાર તરફ કોઇની સહાનુભૂતિ નથી. મી. જીન્હાએ કહ્યું કે આ લોકોની ભૂખમરાની હડતાળે બહુ ગંભીર સ્વરૂપ પકડયું છે અને તેઓને તેમની જરૂરીયાતો જ જોઇએ છીએ. શહીદ દાસના બળીદાનથી ભારતમાં નહિ પણ બીજા દેશોમાં પણ તેનો પ્રભાવ ફેલાયો. પિનાક ડેલસને બંગાલના સિંહ શ્રી. સેનગુપ્તાને તાર કર્યો કે જતીન્દ્રનાથના આત્મભોગથી ભારત વર્ષ સ્વતંત્ર થશે. મી. મેકસ્વીનીએ તાર કર્યો કે જતીન્દ્રનાથ દાસના મૃત્યુથી ભારતવર્ષને થયેલી ખોટ અને તેથી ઉપજતા ખેદમાં મેકસ્વીનીનું કુટુંબ ભાગ લે છે. સ્વતંત્રતા અવશ્ય મળશે. શ્રી. જતીન્દ્ર-

નાથના મૃત્યુ પહેલાં ભૂખમરાની હડતાલથી બહુ દિવસ કેસ મુલત્વી રહ્યો. આથી સરકારે એસેંબલીમાં "હંગર સ્ટ્રાઇક બીલ" દાખલ કર્યું જેનાથી આરોપીઓ ભૂખમરાની હડતાલને લીધે કોર્ટમાં હાજર ન થાય તો કેસ ચલાવવાની સત્તા આપવામાં આવનાર હતી. આ બીલપર બહુ ચર્ચા થઈ, પ્રજાકીય પક્ષોએ તેનો વિરોધ કર્યો અને પરિણામે બીલ પાછું ખેંચાયું. ભૂખમરાની હડતાલ છોડી આરોપીઓએ પછીથી કેસની સુનાવણી વખતે હાજરી આપવા માંડી પરંતુ તેમની શરતોનું પાલન નહિ થવાથી તેમણે ફરીથી ૪ થી ફેબ્રુઆરીથી ભૂખમરાની હડ-તાલ શરૂ કરી અને તેથી ૮ મી માર્ચ સુધી કેસ મુલત્વી રહ્યો.

**નવો ઓરડીનન્સ**

૧ લી મેને દિવસે વાઈસરોયે ઓરડીનન્સ નં. ૨ કાઢયો જે પ્રમાણે આરોપીઓનો કેસ લાહોર હાઇકોર્ટના ત્રણ ન્યાયાધીશ પાસે ચાલ્યો. ઓરડીનન્સ પ્રમાણે આ ટ્રીબ્યુનલ આરોપીઓની ગેર-હાજરીમાં પણ કેસ ચલાવી શકતી હતી. આ ટ્રીબ્યુનલનો ફેંસલો હાઇકોર્ટમાં અપીલ થાય તેવો ન હતો. ટ્રીબ્યુનલમાં જસ્ટીસ કોલ્ડસ્ટ્રીમ, આગા હૈદર અને જસ્ટીસ મી० હેમીલ્ટન નીમવામાં આવ્યા હતા. પહેલાં તાજના સાક્ષી જયગોપાલની જુબાની શરૂ થઇ. આરોપીઓ રોજ આનંદથી કોર્ટમાં આવતા અને રાષ્ટ્રીય નાદો પોકારતા હતા. આ ટ્રીબ્યુનલની સામે ફક્ત એક બે દિવસ જ મુકર્દમો ચાલ્યો હતો કે કોર્ટ તરફથી આરોપીઓને રાષ્ટ્રીયનાદો કરવા ના પાડવામાં આવી, પણ આરોપીઓએ તે માન્યું નહિ. આથી તહોમતદારો અને પોલીસમાં મોટો ઝગડો થયો અને બીજે દિવસે તહોમતદારોએ કોર્ટમાં આવવાનો અસ્વીકાર કર્યો. કેટલાક દિવસ પછી જસ્ટીસ કોલ્ડસ્ટ્રીમ અને જસ્ટીસ આગા હૈદરે રાજીનામું આપ્યું અને તેની જગ્યાપર જસ્ટીસ મી. અબ્દુલ કાદર તથા જસ્ટીસ મી. ટેપની નીમણુક કરવામાં આવી.

પરંતુ તહોમતદારોની કેટલીક શરતોનો સ્વીકાર થયો ન હતો તેથી તેમણે આ ટ્રીબ્યુનલની સામે પણ ઉભા રહેવા ના પાડી તેથી કેસ તેમની ગેરહાજરીમાં ચાલ્યો.

કેટલાક દિવસ પછી મી૦ બી૦ કે૦ દત્ત, સુરેન્દ્રનાથ પાંડે અને માસ્તર આત્મારામને નિર્દોષ જાહેર કરવામાં આવ્યા અને બાકીના ઉપર તહોમતનામું ફરમાવવામાં આવ્યું. આ પછી એક આરોપી દેશરાજે પંજાબ હાઇકોર્ટમાં દરખાસ્ત કરી જેમાં ઉઠાવેલા મુદ્દાઓની વિરૂદ્ધ સદરહુ હાઇકોર્ટે ફેંસલો આપ્યો. સરકારી વકીલ મી૦ કાર્ડન નોડે સ્પેશીયલ ટ્રીબ્યુનલ સામે એવો મુદ્દો રજુ કર્યો કે આ કેસમાં ૪૭૫ સાક્ષીઓની જુબાનો લેવાઈ ગઈ છે અને ૨૫૬ સાક્ષીઓ જે પહેલી વખતે રજુ કર્યા હતા તેમની સાક્ષી હવે લેવાશે નહિ. આમાંના કેટલાકની જુબાની તાજના સાક્ષીઓને મળતી છે અને બીજાની જુબાનીનો સંબંધ આડકતરીરીતે કામ લાગે તેવો છે. આથી જેમની ખાસ જરૂર નથી તેમની જુબાની ફરી લેવામાં આવવી જોઈએ નહિ. આથી કેસ જલદી પતાવી દીધો અને સ્પેશીયલ ટ્રીબ્યુનલે ૧૭ મી ઓકટોબર ૧૯૩૦ ના રોજ ફેંસલો આપ્યો. આ દિવસે આરોપીઓને કોર્ટમાં હાજર રહેવા કહેલું પણ તે હાજર રહ્યા હતા નહિ તેથી હાઇકોર્ટના રજીસ્ટરદ્વારા તેમને તેમનો ફેંસલો સુણાવવામાં આવ્યો.

**ફાંસીનો ચુકાદો**

સરદાર ભગતસિંહ, શ્રી. સુખદેવ અને શ્રી. રાજગુરૂને ફાંસીની સજા ફરમાવવામાં આવી. મેસર્સ કીશોરીલાલ, મહાવીરસિંહ, વિજયકુમારસિંહ, શિવવર્મા, ગયાપ્રસાદ, જયદેવ અને કેવળનાથ તેવારીને દેશનિકાલની સજા ફરમાવવામાં આવી. શ્રી૦ કુંદનલાલને સાત વર્ષની અને શ્રી. પ્રેમદત્તને પાંચ વર્ષની સખ્ત સજા કરવામાં આવી અને મેસર્સ અજયકુમાર

ઘોષ, જીતેન્દ્રનાથ અને દેશરાજને છોડીદેવામાં આવ્યા. મેસર્સ હંસરાજ વોહરા, રૂણીન્દ્ર ઘોષ, જયગોપાલ, લલિતકુમાર મુકરજી અને મનમોહન બેનરજી જે તાજના સાક્ષી હતા તેમને છોડી દીધા. બાકીના બે તાજના સાક્ષીઓ શ્રી૦ રામશરણદાસ અને પ્રેમદત્ત પોતાના વચનમાંથી ફરી ગયાથી તેમના સામે ૧૯૩ મી કલમ પ્રમાણે કેસ ચલાવવામાં આવે છે.

**કાવત્રાનું રહસ્ય**

કહેવાય છે કે લાહોર કાવત્રા કેસના આરોપીઓ હિંદુસ્તાનની જુદી જુદી જગાઓના હતા. આથી એમ સાબીત થાય છે કે આ કાવત્રું કરનારી પાર્ટી લગભગ આખા દેશમાં ફેલાયેલી હતી. આ પાર્ટીના નાયક શ્રી. ચન્દ્રશેખર આઝાદ કહેવાય છે. દરેક પ્રાંતમાં એક એક માણસ રાખવામાં આવ્યો હતો. પંજાબનો પ્રાંત શ્રી. સુખદેવના કબ્જામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૨૬ માં શ્રી. સુખદેવે બળવાખોર પાર્ટીમાં સભાસદોની ભરતી કરવાનો આરંભ કર્યો. આ વખતે તાજનો સાક્ષી જયગોપાળ લાહોરની કોમી શાળાનો વિદ્યાર્થી હતો. આના એક શિક્ષકે આની ઓળખાણ શ્રી. સુખદેવને કરાવી. ઇ. સ. ૧૯૨૬ માં એ એમની પાર્ટીનો મેમ્બર થયો. અંગ્રેજી સ્કુલની લાઇબ્રેરી અને સાયન્સની લાયબ્રેરીમાંથી તેણે બોમ્બ બનાવવાના કોઇક મસાલા સહિત બે પુસ્તક ચોર્યા અને શ્રી. સુખદેવને આપ્યાં. જયગાપાળને દાખલ કર્યા પછી શ્રી. સુખદેવે હંસરાજ વોહરાને પોતાની પાર્ટીનો મેમ્બર બનાવ્યો. મેમ્બર બનાવતી વખતે તેમણે હંસરાજને એક કાગળ બતાવ્યો જેમાં પાર્ટીના મૂળ નિયમો લખ્યા હતા. આ પાર્ટીનું નામ 'હિંદુસ્તાન સોશીયાલીસ્ટ રીપબ્લીકન એસોસીએશન' હતું. આ પાર્ટીમાં યુવકોને શ્રી. સુખદેવ સામેલ કરતા હતા. ઇ. સ. ૧૯૨૮ માં શ્રી. સુખદેવનો શ્રી. ભગતસિંહ સાથે પરિચય થયો. ૩ જી માર્ચ ૧૯૨૮

ના રોજ ફતેહગઢ જેલમાં મેસર્સ વિજયકુમાર, હંસરાજ અને શિવવર્માએ કાકોરી કેસના આરોપીઓને મળવાની અરજ કરી. આ કેદીઓમાંના શ્રી. જોગીશચંદ્ર એક હતા. જેલના સુપ્રીન્ટેન્ડન્ટને શક પડયો કે આ એ શ્રી. જોગીશચન્દ્રને છોડાવવા કાંઇ પ્રયાસ કરે છે. આથી તેમણે આ લોકોને મળવાની રજા ન આપી.

**દાકતરની દુકાન**

જુલાઇ ૧૯૨૮ માં કાનપુરમાં એક સભા મળી જેમાં ગયાપ્રસાદ, શિવવર્મા અને સુખદેવ એકત્ર થયા. આનું પરિણામ એ આવ્યું કે શ્રી. સુખદેવ શ્રી. ગયાપ્રસાદને લાહોરમાં લાવ્યા અને ડૉ. જી૦ એસ૦ સીંગલના નામથી ફીરોજપુરમાં તેમણે ડોક્ટરી દુકાન ખોલી જે ખોલવામાં ત્રણ મુદ્દા હોવાનું કહેવાય છે. પહેલો એ હતો કે પંજાબથી બીજા પ્રાંતમાં જનારા અને બીજા પ્રાંતમાંથી પંજાબ આવનારા પાર્ટીના મેમ્બરો ત્યાં રહી પોતાના પોશાક વગેરે બદલી શકે. બીજો એ હતો કે દુકાન મારફત બોમ્બ બનાવવાનો સામાન મેળવી શકાય અને ત્રીજો એ હતો કે દુકાનમાંથી કમાવાય તો પાર્ટીને આર્થિક મદદ પણ મળે.

ઓગસ્ટ ૧૯૨૮ માં શ્રી૦ વિજયકુમારસિંહા પટણામાં જઇ શ્રી૦ ફણીન્દ્રકુમારને મળ્યા અને તેમને કહ્યું કે પાર્ટીના બધા મેમ્બરોની એક મીટીંગ બોલાવીએ અને એક મોટી પાર્ટી બનાવીએ. વળી દિલ્હીમાં પણ એક મિટીંગ બોલાવવામાં આવનાર હતી જેમાં પંજાબની પાર્ટીના સરદાર ભગતસિંહ અને શ્રી. સુખદેવ, જોડીયા પ્રાંતમાંથી શ્રી. શિવવર્મા અને શ્રી. ચન્દ્રશેખર આઝાદ વગેરે પણ હાજર રહેવાના હતા. આ વાત પણ તેમણે કરેલી. ૮ મી સપ્ટેમ્બરે શ્રી. ફણીન્દ્રકુમાર દિલ્હીમાં આવ્યા ત્યારે વિજયકુમારે એમને કહ્યું કે મીટીંગ કાલે થશે. ૯ મી તારીખે બધા ફીરોજશાહ

**વિપ્લવ કમિશનની સભા**

તઘલખના કિલ્લામાં એકઠા મળ્યા અને આખા હિંદુસ્તાનમાં વિપ્લવ કરવા માટે તેમણે સાત-જણની એક સેંટ્રલ કમિટી નીમી જેના મેમ્બર સરદાર ભગતસિંહ, શ્રી. સુખદેવ, વિજય-કુમાર, શિવવર્મા, ફણિન્દ્રકુમાર, કુંદનલાલ અને ચંદ્રશેખર આઝાદ નીમાયા. શ્રી૦ સુખદેવને પંજાબના નાયક, શ્રી૦ શિવવર્માને જોડીયા પ્રાંતના નાયક અને શ્રી. ફણિન્દ્રકુમારને બીહારના નાયક નીમ્યા' શ્રી૦ ચંદ્રશેખર આઝાદને રીપબ્લીકન આરમીના નાયક બનાવવામાં આવ્યા અને શ્રી૦ કુંદનલાલને સેંટ્રલ કમિટીની ઓફીસનું કામ સોંપવામાં આવ્યું. સરદાર ભગતસિંહ અને વિજયકુમાર સિંહાને જુદા જુદા બે પ્રાંતો વચ્ચે વ્યવહાર ચલાવવા અને સંગઠન રાખવા નીમ્યા. એવો ઠરાવ પણ કરવામાં આવ્યો કે ચોરી, કતલ વગેરે સેંટ્રલ કમીટીની મંજુરી વગર કરવું નહિ. પાર્ટીના ફંડ અને હથીયાર પણ સેંટ્રલ કમિટિને હાથ રાખવામાં આવશે એમ પણ ઠરાવવામાં આવ્યું હતું.

**એન્કપર દરોડો**

આ મીટીંગમાં એમ પણ નક્કી કરવામાં આવ્યું કે કાકોરી કેસના કેદી શ્રી. જોગીશચંદ્ર ચેટરજી જે આગ્રા જેલમાં હતા તેમને છોડાવવા અને તે કામની વ્યવસ્થા શ્રી. વિજયકુમારને સોંપવામાં આવી. સાઈમન કમીશનના સભ્યોની વિરૂદ્ધ કામ કરવા નક્કી થયું અને તે માટે બંગાળાના બોમ્બ બનાવનારાઓ પાસેથી મદદ લેવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એક ઠરાવ એવો પણ પસાર કરવામાં આવ્યો કે કાકોરી કેસના તાજના સાક્ષીઓને મારી નાખવા. બીહારમાં ચોરી વગેરે કરવાની તજવીજ કરી હતી. ૧૭ મી નવેમ્બર ૧૯૨૯ નાં રોજ લાલા લજપતરાય મરી ગયા. પછી શ્રી. ચન્દ્રશેખર આઝાદ લાહોરમાં એક રિવો-લ્વર અને એક પિસ્તોલ સાથે આવ્યા અને સેંટ્રલ કમિટીના બીજા મેમ્બરો પણ લાહોરમાં આવ્યા. ૪ થી ડિસેમ્બરને દિવસે પંજાબ

નેશનલ બેંકમાંથી ચોરી કરવાની તજવીજ કરી અને એવા નિશ્ચયપર આવ્યા કે શ્રી. ભગતસિંહ અને શ્રી. મહાવીરસિંહે મોટર લઇ ને રાતના ત્રણ વાગે બેંકની પાસે જઇ પહોંચવું. બેંકના પહેરેદારને પીસ્તોલથી ઘાયલ કરી પકડી રાખવો. મેસર્સ કિશોરીલાલ અને જયગોપાલે ખજાનામાંથી થેલીઓમાં નોટ ભરી દેવી અને કામ ખતમ થાય પછી બધાએ મોટરમાં બેસી રવાના થઇ જવું. નિયત સમયે બધા બેંક પાસે આવ્યા પણ શ્રી. ભગતસિંહ અને શ્રી. મહાવીરસિંહ જે મોટરમાં બેઠા હતા તે રસ્તામાં બગડી ગઇ અને શ્રી. મહાવીરસીંહ તે ચલાવી ન શકયા અને તેથી આ કામ પાર પડી શકયું નહિ.

**જંગલમાં મીટીંગ**

લાહોરના બળવાખોરોએ જંગલમાં એક મકાન રાખ્યું હતું. તા. ૯ અથવા ૧૦ મી ડીસેમ્બરને દિવસે આ મકાનમાં એક મીટીંગ ભરાઇ જેમાં એવી ગોઠવણ કરવામાં આવી કે લાહોરના સીનીયર સુપ્રિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ મી૦ સ્કોટને મારી નાખવો કારણ કે એમ માનવામાં આવતું હતું કે તેની લાઠીના પ્રહારથી જ લાલા લજપતરાય સ્વર્ગવાસી બન્યા હતા. શ્રી. જયગોપાલને સ્કોટની તપાસ કરવાને નીમવામાં આવ્યા જે કામમાં એ થોડા દિવસ રોકાયા. ૧૭ મી ડીસેમ્બરે સવારના દસ વાગે શ્રી. જયગોપાલે એક અંગ્રેજ ઓફીસરને મોટરસાઇકલ ઉપર ઓફીસમાં દાખલ થતો જોયો. આને મી. સ્કોટ સમજી પોતાની પાર્ટીને ખબર આપી. એ દિવસે બપોરના બે વાગે એક મીટીંગ ભરાઇ જેમાં સરદાર ભગતસિંહ અને મેસર્સ જયગોપાલ, ચંદ્રશેખર, રાજગુરૂ અને સુખદેવ હાજર હતા. આ મીટીંગમાં તેનું ખુન કરવા શસ્ત્ર લેવાનો ઠરાવ કર્યો. સરદાર ભગતસિંહ અને શ્રી. ચન્દ્રશેખરે પિસ્તોલ લીધી અને શ્રી૦ રાજગુરૂએ રિવોલ્વર લીધી. આ ત્રણ જણને ખુન કરવા નીમવામાં આવ્યા. સાંજના પાંચ વાગે મી૦ સોન્ડર્સ ઓફીસમાંથી બહાર આવ્યો અને એનો રીડર ચરણસીંહ તેની સાથે હતો. મી. સોંડર્સે મોટર-

સાઇકલપર બેસી જવા માંડયું અને મી. જયગોપાલે ઇસારો કર્યો તેથી શ્રી. રાજગુરૂ તેની તરફ રિવોલ્વર સહિત ધસ્યા અને ગોળીબ્હાર કર્યો. ગોળી વાગવાથી તે જમીન પર પડયો અને તેનો પગ મોટર-સાઈકલની નીચે દબાઈ ગયો. એટલામાં શ્રી. ભગતસિંહ ત્યાં દોડી જઇ પહોંચ્યા અને તેમણે કેટલાક ગોળીબ્હાર કર્યા અને પછી બન્ને ડી. એ. વી. કોલેજ તરફ નાસી ગયા. ટ્રાફીક ઇન્સ્પેકટર મી. ફેમેરીન અને મી. ચરણસિંહ તેમની પાછળ પડયા. સરદાર ભગતસિંહે પાછા ફરી એક બીજી ગોળી છોડી. મી૦ ફેરીન જમીન પર સુઇ ગયો અને ચરણસિંહે તેમની પાછળ દોડયા કર્યું તેથી તેને એક બીજી ગોળી લગાવી જેથી ઘાયલ થઇ પડી ગયો. જે વખતે શ્રી. ભગતસિંહ અને શ્રી. રાજગુરૂ સોન્ડર્સપર ગોળીબ્હાર ચલાવતા હતા તે વખતે શ્રી. ચન્દ્રશેખર ડી. એ. વી. કોલેજની બાજુમાં તેમને મદદ કરવા ઉભા હતા. પોતાનું કામ પતાવી ત્રણેજણ સાઇકલોપર બેસી રવાના થઇ ગયા.

જાન્યુઆરી ૧૯૨૯માં સરદાર ભગતસિંહ અને શ્રી. ફણિન્દ્રઘોષ બોમ્બ બનાવવાની રીત શિખવા કલકત્તા ગયા.

**બોમ્બની કળા** શ્રી. જતીન્દ્રનાથ દાસે તેમને શ્રી. કમલનાથ તેવારીના મકાનમાં બોમ્બ બનાવવાની રીત શીખવી. ૨૪મી ફેબ્રુઆરિને દિવસે તે બધા આગ્રા પહોંચ્યા અને ત્યાં એક મકાનમાં બોમ્બ બનાવવા લાગ્યા. આ બોમ્બ ગણેશચન્દ્ર ચેટરજીને છોડાવવા માટે બનાવવામાં આવ્યો હતો કારણકે તે દિવસમાં તેમને આગ્રાથી લકનૌમાં ખસેડવાના હતા. ૧૫મી તારીખે શ્રી. જતીન્દ્રનાથ દાસે એક બોમ્બ બનાવ્યો. ૧૬મી તારીખે શ્રી. જોગીશચન્દ્રને આગ્રાથી લકનૌમાં મોકલી દેવામાં આવ્યા. સરદાર ભગતસિંહ, વિજયકુમાર, ચન્દ્ર-શેખર વગેરે તેમને છોડાવવા માટે કાનપુર પહોંચ્યા પણ ત્યાં તેમને ખબર પડી કે તેમને તે છોડાવી નહિ શકે તેથી તેઓ ચાલ્યા ગયા. સેંટ્રલ કમિટીએ સાઇમન કમિશનપર બોમ્બ ફેંકવાનો ઠરાવ કર્યો હતો

પણ પૈસાની તાણથી આ યોજના છોડી દેવામાં આવી અને એવો ઠરાવ કર્યો કે સરદાર ભગતસિંહ અને શ્રી. બટુકેશ્વર દત્ત એસેંબલી હોલમાં બોમ્બ ફેંકવો અને મેસર્સ ચન્દ્રશેખર, જયગોલ અને રાજગુરૂને એમને ત્યાંથી બચાવવાને માટે નીમવામાં આવ્યા, પણ તેઓ ફાવ્યા નહિ અને ભગતસિંહ અને બટુકેશ્વર દત્ત બોમ્બ ફેંકયા પછી પકડાઇ ગયા. ૧૫મી એપ્રિલને દિવસે મેસર્સ સુખદેવ, કિશોરીલાલ અને જયગોપાલ લાહોરના કિલ્લા ગુજરસિંહની પાસે એક મકાનમાં બોમ્બ તૈયાર કરતા હતા તે વખતે પોલીસે છાપો મારી તેમને પકડયા. પછી જયગોપાળ તાજનો સાક્ષી બન્યો અને તેણે બધો મામલો બગાડયો અને બધું જણાવી દીધું. ૨ જીમેને દિવસે મેસર્સ હંસરાજ વોહરા અને દેશરાજ પકડાયા. આમાંથી હંસરાજ તાજનો સાક્ષી બન્યો. ૧૨મી મેના દિવસે સહરાનપુરની બોમ્બ ફેકટરીપર પોલીસે દરોડો પાડયો અને ત્યાંથી શીવવર્મા, જયદેવ અને ગયાપ્રસાદની ધરપકડ કરવામાં આવી. તા. ૭ મી જુને મનમોહન બેનરજી અને કમલનાથ તેવારીએ પાર્ટીની વહેંચણી થયા પછી બીહાર પ્રાન્તમાં એક જગ્યાએ દરોડો પાડયો અને તેમાં એક માણસની કતલ થઇ, પરંતુ થોડા દિવસ પછી મનમોહન બેનરજી અને કમલનાથ તેવારીની ધરપકડ કરવામાં આવી જેમાં મનમોહન સરકારનો સાક્ષી બન્યો.

**સરદાર ભગતસીંહને છોડાવવાની તજવીજ**

હજુ સરદાર ભગતસિંહ વગેરેના કેસનો ફેંસલો થયો ન હતો એટલામાં પોલીસને એક નવા કાવત્રાની ખબર મળી. જેથી નવેમ્બર ૧૯૩૦ના પહેલા અઠવાડીમાં આ કાવત્રાના કામમાં કેટલાક નવજુવાનોને પકડવામાં આવ્યા. આજકાલ એ કેસની સુનાવણી એક સ્પેશીયલ ટ્રીબ્યુનલ મી. એ. એચ. બ્લેકર, રાયબહાદુર ગંગારામ સહાની અને મી. સલીમની સમક્ષ ચાલે છે. તે કેસમાં હજી સુધી ફકત તાજના સાક્ષી ઇન્દ્રપાલની જુબાની થઈ છે જે ઉપરથી માલુમ પડે છે કે શ્રી. ભગતસિંહ અને

તેના સાથીઓને જેલમાં છોડાવવાને માટે તજવીજ કરવામાં આવી હતી. આ બાબતમાં ઈન્દ્રપાલે નીચે પ્રમાણે પોતાની જુબાની કોર્ટમાં આપી છે.

**ઈન્દ્રપાલની જુબાની**

"૨૬ એપ્રીલના દિવસે યશપાલે મને કહ્યું કે સરદાર ભગતસિંહ, બટુકેશ્વર દત્ત અને તેના બીજા સાક્ષીઓને જેલમાંથી છોડાવવાનો નિશ્ચય કર્યો છે. તેણે મને કહ્યું કે એ કામ વૈશાખી પુર્ણીમાના એક દિવસ પહેલાં અમલમાં મુકાશે અને તે માટે એક જાતનો ગેસ તૈયાર કરવામાં આવશે જેથી તમામ પહેરાવાળા સીપાઇ અને જજ બેહોશ થઇ જશે અને એ રીતે તેમને છોડાવીને એક લૉરીમાં બેસાડીને લઇ આવીશું. યશપાલે મને કહ્યું કે જે આરોપીઓને છોડવામાં આવશે તેમને ત્યાંજ ગોળીથી મારી નાખવામાં આવશે કારણ કે કેટલાકે લાહોર કાવત્રા કેસમાં એકરારી સાક્ષી આપી છે અને કેટલાકે પોલીસ તપાસમાં મદદ કરી છે. એમાંથી શ્રી. સુખદેવ કે જેને ફાંસીની સજાનો હુકમ થઇ ચુકયો છે તેનું નામ યાદ છે. બીજાનાં નામની યાદ નથી. સુખદેવની બાબતમાં યશપાલે મને કહ્યું હતું કે તે પંજાબ પાર્ટીનો વ્યવસ્થાપક હોવા છતાં તેણે પોતાની એકરારી સાક્ષી આપી. યશપાલે આરોપી અમીચંદને કોર્ટનો ઓરડો જોવા માટે મોકલ્યો. હું તેને મારી સાથે લઇ આવ્યો. મેં તેને અરજી લખી આપી હતી, તેમાં અમીચંદને બદલે નાથુરામ–સ્કુલમાસ્તર–સૈદપુર રાવળપીંડી એમ લખ્યું હતું જેથી અમીચંદને પરવાનગી મળી અને તે અંદર ચાલ્યો ગયો. હું ઘેર પાછો આવ્યો તે દિવસે સાંજે આરોપી અમીચંદ મારે ત્યાં આવ્યો અને યશપાલને મળ્યો. યશપાળે મને કોર્ટનો નકશો, આરોપીઓને બેસવાની જગ્યા, પ્રેક્ષકોની ગેલરી અને જે રીતે આરોપીઓને છોડવામાં આવનાર હતા તે બધું દેખાડયું. આરોપી

અમીચંદ બીજે દિવસે ફરી આવ્યા પણ પરવાનગી મળી નહિ. યશપાળે કહ્યું કે તે દરરોજ દવા લઇને જશે અને જ્યારે પોલીસ વાળાઓ સાથે તે વાકેફ થઈ જશે ત્યારે દવાને બ્હાને ગેસ લઇ જશે અને એ કામ વૈશાખી પૂર્ણિમાના એક દિવસ પહેલાં કરવું એમ નક્કી થયું. બીજે દિવસે અમીચંદ એક શીશી લઇને આવ્યો. હું તેની સાથે હતો. શીશીમાં દવા હતી, પરંતુ અમને જરા વાર લાગી તેથી અરજી નામંજુર થઇ. આરોપીઓને છોડાવવાનું કામ ન

**આરોપીઓને શાથી ન છોડાવાયા?**

થઈ શકયું એનાં બે કારણો છે (૧) પાર્ટીના સભ્યો વખતસર પહોંચી ન શકયા. સભ્યોનાં નામની મને ખબર નથી અને હું એ પણ જાણતો નથી કે કયા કયા સભ્યોએ આ કામમાં ભાગ લીધેલો (૨) બીજું કારણ એ હતું કે ગેસ તૈયાર થઇ શકયો નહિ. યશપાલે મને એ પણ કહ્યું હતું કે પાર્ટીના સભ્યો એક બે દિવસમાં આવી જશે. વૈશાખી પૂર્ણિમાના પહેલાં એક દિવસ મી. શીવ જેનો આ કેસમાં પત્તો નથી તે મારા મકાનપર આવ્યા. તે એજ મનુષ્ય છે કે જે યશપાલ અને ભગવતીચરણને શોધવા માટે થોડા વખત પહેલાં મારે મકાને આવ્યા હતા. મને ખબર નથી કે શીવ એજ કામ માટે આવ્યા હતા કે કેમ. તે વખતે મારો ભાઇ દીનાનાથ બેઠક ઉપર બેસતો હતો. યશપાળે એક દસ્તા-વેજ તૈયાર કર્યો હતો જેનાં લખ્યું હતું કે જે જે તહોમતદારોને અહીંથી છોડવવામાં આવે તેમને સૌથી પહેલાં અમૃતસર લઇજવા કારણ કે વૈશાખી પૂર્ણિમાના મેળા ઉપર ત્યાં ભીડ થાય છે. ત્યાંથી કોઇને કરાંચી, કેટલાકને મુંબાઈ અને કેટલાકને કલકત્તા પહોંચાડી દેવા જેથી પોલીસ પત્તો મેળવી શકે નહિ.

**પાર્ટીઓની વહેંચણી**

નીચે પ્રમાણે આરોપીઓને છોડાવવાનું નક્કી થયું હતું. રણજીત યાને ભગતસિંહ. (રણજીત એ પાર્ટીનું નામ હતું ) પ્રતાપસિંહ પાર્ટીના નાયકઃ કુંદનલાલ. ડો. ગયા પ્રસાદ, કમળનાથ તેવારી, જીતેન્દ્રનાથ સાન્યાલ, અજયકુમાર ઘોષ, દેશરાજ, માસ્તર આત્મારામ, વિજયકુમાર સીંહા, કીશોરીલાલ, પ્રેમદત્ત, મહાવીર સિંહ, રાજગુરૂ અને મી. દત્તને છોડાવવાને વિચાર કર્યો હતો અને બાકીના આરોપીઓને પાર્ટી તરફથી ગોળીઓથી મારી નાખવાનું નક્કી કર્યું હતું. જો વૈશાખી પૂર્ણિમાના એક દિવસ પહેલાં કામ થઈ ગયું હોત તો એક જાહેરનામું લાહોર પાર્ટી તરફથી વહેંચવાનું હતું, પરંતુ એ કામ નહિ બની શકવાથી જાહેરખબરો છાપીને વહેંચવામાં આવી નહિ આ કામ માટે હું (ઇંદ્રપાલ) તથા યશપાલને પણ આવવાનું હતું. બીજા સભ્યો કે જેઓ આમાં ભાગ લેવાના હતા તેમનાં નામની મને ખબર ન હતી. એમની પાસે એક કપડાંની ટ્રંક હતી. ભગવતીચરણે પણ મારા મકાનમાં રહેવા માંડયું હતું. યશપાલને મદનગોપાળના નામથી અને ભગવતીચરણના મોટાભાઇના નામથી મારા મકાન ઉપર બોલાવવામાં આવતો. ભગવતીચરણે પુછ્યું કે જેલનું કામ કેમ થયું નહિ ત્યારે યશપાલે કહ્યું કે ગેસ તૈયાર થઇ શકી ન હતી. ત્યારે ભગવતીચરણે કહ્યું કે જે આરોપીઓને અમારે મારી નાંખવા છે એને છોડાવવાથી શો ફાયદો કારણ કે સરકાર તેને સખ્ત સજાઓ કરશે. આ વખતે મી. શીવ હાજર હતા. ભગવતી ચરણે કહ્યું કે આરોપીઓને છોડાવીને લાહોરમાં જ રાખવામાં આવશે.

પ્રેમનાથ જેની પાર્ટીનું નામ ‘ ચપટર ’ હતું તેને યતીન્દ્રનાથ સન્યાલ, વિજયકુમાર સીન્હા, અજયકુમાર ઘોષ અને કમળનાથ તીવારીને રાખવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. આરોપી જહાંગીરલાલ કે જેની પાર્ટીનું નામ ‘ તૈમુર ’ હતું તેને મી. કીશોરીલાલને રાખવાનું

આવ્યું હતું અને ડો. જી. સી. નીગમને સરદાર ગુલાબસિંહને ત્યાં રાખવામાં આવતા હતા. રાતે મારે ત્યાં વિજયસિંહને રાખવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો (બીજી વખતે જેલનું કાર્ય થઈ શક્યું નહિ)

**પ્રીવીકાઉન્સીલમાં અપીલ**

ટ્રીબ્યુનલના ફેંસલા પછી સરદાર ભગતસિંહ અને તેના સાથીઓના ખાસ આગ્રહથી સરદાર ભગતસિંહે પ્રિવીકાઉન્સીલમાં અપીલ કરવાની હા પાડી કારણ કે લંડનમાં સોલીસીટરોની એક ફર્મને પ્રીવીકાઉન્સીલમાં અપીલ કરવાને રૂપીઆ અને કાગળ મોકલી આપવામાં આવ્યા હતા. અપીલ એક કાયદાના મુદ્દાપર કરવામાં આવી હતી અને તે એ હતો કે વાઈસરોયે જે ઓર્ડીનન્સ કાઢયો હતો અને જેના આધારે ટ્રીબ્યુનલ નીમાઈ હતી તે સાધારણ કાયદો નહતો અને ત્યાં બચાવ કરવા માટે પૂર્ણ છુટ અપાઈ નહતી. ૧૦ મી ફેબ્રુઆરીને દિવસે એ અપીલ પ્રીવીકાઉન્સીલની જુડીશીઅલ કમિટી પાસે નીકળી. ત્યાં વાઈસરોયે કાઢેલા આ ઓર્ડીનન્સની ઇમરજન્સી વિશે વાંધો ઉઠાવવામાં આવ્યો અને એમ જણાવવામાં આવ્યું હતું કે કેસમાં પડેલા પુરાવા ઉપરથી એમ સાબીત થતું નથી કે ઇમરજન્સી હતી. આ શિવાય બીજા કેટલાક મુદ્દાપર પણ ચર્ચા ચલાવી તે વિશે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. ઓરડીનન્સ હિંદુસ્તાનના સારા રાજ્ય માટે છે એમ કોઇ હિસાબે સાબિત થઇ શકે તેમ નથી અને હાઇકોર્ટમાં અપીલ કરવાનો હક પણ છીનવી લેવામાં આવ્યો હતો એ બીના તરફ પણ પ્રીવીકાઉન્સીલનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું, પરંતુ આ અપીલ દાખલ કરવામાં આવી નહિ અને તેની રજા ન મળતાં આખા દેશમાં ગમગીની અને શોક ફેલાયાં. લાખો મનુષ્યોએ વિજ્ઞાપનો મોકલ્યાં અને વાઇસરોયને ભગતસિંહ વગેરેની મોતની સજાને બદલી કેદની સજા કરવા અરજ કરી પણ આ સર્વ પત્થરપર પાણી સમાન થયું. વાઇસરોયે આ અરજોનો અસ્વીકાર કર્યો. લંડનમાં આ પ્રશ્ન પાર્લામેન્ટમાં ચચાયો અને આ મનુષ્યોની સજા રદ કરવા અથવા

તેમનો કેસ ફરી ચલાવવા સખ્ત દબાણ કરવામાં આવ્યું. આ ઉપરાંત ઈંડીઅન લેબર પાર્લામેન્ટરી ગ્રુપ તરફથી પણ એક ડેપ્યુટેશન હિંદી વજીર તરફ મોકલવામાં આવ્યું અને તેણે હિન્દ અને વિલાયતનો સારો સંબંધ જાળવવા અને લોકમાં શાંતિ ફેલાવવા સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓને છોડવાની અગત્ય જણાવી, પણ હિંદી વજીરે જવાબમાં જણાવ્યું કે આ સંબંધમાં હિન્દના ના. વાઇસરોયને તારથી વાકેફ કરવામાં આવ્યા છે અને આ પ્રશ્નમાં તેમને યોગ્ય લાગે તેમ કરવાની સત્તા આપવામાં આવી છે.

**કાયદાની દ્રષ્ટિએ ફાંસી થઈ શકે ?**

તા. ૨૨ મી ફેબ્રુઆરીના દિવસે લાલા અમુલકરામ કપુર એડવૉકેટ (લાહોર) તરફથી સરદાર ભગતસીંહ, રાજગુરૂ અને સુખદેવ માટે હાઇકોર્ટમાં નીચે પ્રમાણેના મુદ્દાની એક અરજી આપવામાં આવી.

(૧) ઑર્ડીનન્સ નં૦ ૨ સને ૧૯૩૦ પ્રમાણે નીમાયલા ટ્રીબ્યુનલે ભગતસીંહ, રાજગુરૂ અને સુખદેવને તા. ૭ મી સપ્ટેમ્બરે ફાંસીનો હુકમ સંભળાવ્યો અને તા. ૨૬ મી ઑકટોબર ફાંસીની તારીખ નક્કી કરવામાં આવી (૨) પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરવા માટે પરવાનગીની અરજી કરવામાં આવી અને ફાંસીની સજા મોકુફ રહી (૩) આરોપીઓ તરફથી નીમાયલા સોલીસીટરો મારફત ખબર મળી કે અપીલની પરવાનગી મળી નથી. વળી એમ પણ માલમ પડયું કે પ્રીવી કાઉન્સીલના જજો અરજી નામંજુર કરવાનાં કારણો પછીથી જણાવશે. (૪) ઑર્ડીનન્સની મુદત પુરી થઈ ગઇ છે અને તે પ્રમાણે નક્કી થયેલું ટ્રીબ્યુનલ પણ કાયદાની દ્રષ્ટિએ પુરૂં થયું છે. (૫) ટ્રીબ્યુનલનું દુનીયામાં અસ્તીત્વ નથી અને હવે કોઇપણ કોર્ટને એ અધિકાર નથી કે એ ફાંસી આપવાનો હુકમ કરે અથવા ફાંસીને માટે સમય કે જગ્યા નક્કી કરે અને હવે એવું કોઇ ટ્રીબ્યુનલ પણ નથી કે જેની પાસે ફાંસીની પછી વારંટ પાછું મોકલવામાં આવે. (૬) પહેલાં નક્કી કરેલી તારીખ વીતી ગઇ છે અને તેથી

હવે કોઇપણ અદાલતને નવી તારીખ નક્કી કરવાનો અધિકાર નથી. (૭) તહોમતદારોને શક છે કે જો કે વ્યવસ્થાપક અમલદારોને તારથી સુચના કરવામાં આવી છે તોપણ કાયદા પ્રમાણેના વારંટ વિના તેઓને ફાંસી આપશે. ઉપરની હકીકત જોતાં ભગતસિંહ, સુખદેવ અને રાજગુરૂને સેન્ટ્રલ જેલમાં ફાંસી આપવા માટે પુરી રાખવા તે કાયદા વિરૂદ્ધ અને અયોગ્ય છે. અમે અરજ કરીએ છીએ કે કોર્ટ ત્રણે આરોપીઓને કોર્ટમાં રજુ કરવાનો હુકમ આપે અને તેમને છોડી દે અથવા તો કાયદા પ્રમાણે યોગ્ય તજવીજ કરે તથા આ અરજીનો ફેંસલો થાય ત્યાંસુધી ફાંસીને મુલ્તવી કરવા માટે અત્યંત જરૂરી હુકમ કાઢે. અત્યારસુધી મળેલી ખબરો ઉપરથી માલમ પડે છે કે અપીલની પરવાનગી મળી નથી તેમ ફેંસલો પણ સંભળાયો નથી. તેથી ઓર્ડીનન્સ ઉપર કોઇપણ પ્રકારની ચર્ચા થઇ શકે નહિ. તેને માટે આવશ્યકતા હશે તો જુદી અરજી રજુ થશે. અમારી અરજ છે કે આ અરજી ના. ચીફ જસ્ટીસની સમક્ષ રજુ થાય.

**ફાંસીનાં સ્થળ–સમય કોણ ઠરાવે?**

તા. ૨૪ મી ફેબ્રુઆરીએ ઓન. જસ્ટીસ મી. ભીડેની અદાલતમાં સરદાર ભગતસિંહ, સુખદેવ અને રાજગુરૂ તરફથી ( right of babeaus corpus ) ની અરજી રજુ થઈ. ચર્ચા એ ઉપર હતી કે જે ટ્રીબ્યુનલે આરોપીઓને ફાંસીની સજા કરી હતી તે ટ્રીબ્યુનલ હવે નથી તેથી હવે કોઇપણ અદાલતને તેમને ફાંસીપર ચઢાવવાની તારીખ, જગ્યા અને સમય નક્કી કરવાનો અધિકાર નહતો. સરકાર તરફથી મી. નૉડ ગવર્મેન્ટ એડવોકેટ તરીકે હાજર હતા જ્યારે તહોમતદારો તરફથી મી. ભગતરામ પુરી, લાલા શામલાલ અને મી. અમોલકરામ કપુર હાજર હતા. અદાલતનો ઓરડો વકીલો તથા તહોમતદારોના સંબંધીઓથી ભરાઈ ગયો હતો.

મી. પુરીએ ચર્ચા કરતાં જણાવ્યું કે કાનુન પ્રમાણે તહોમતદારોને અદાલતમાં રજુ કરવા જરૂરના છે.

જસ્ટીસ મી. ભીડેએ કહ્યું કે તહોમતદારો કાયદા મુજબ જેલમાં હોઇ તેમને અદાલતમાં લાવવાની જરૂર નથી.

મી. પુરીએ જણાવ્યું કે લોકલ ગવર્મેન્ટનો કોઇ હુકમ નથી તેથી મારા અસીલોને પોતાને મોતની સજાનું જ્ઞાન થઈ શકશે નહિ.

( મી. નૉડને એ બાબતમાં પોતાનું અજ્ઞાન પ્રકટ કર્યું. )

મી. પુરીએ જણાવ્યું કે આરોપીઓ તરફથી કોઈ જાતની દયાની અરજી કરવામાં આવી નથી.

જસ્ટીસ ભીડે—મી. પુરી, જ્યાંસુધી કેદીઓ જાતે દયાની અરજી ના કરે ત્યાંસુધી તે માનવા લાયક હોતી નથી.

મી, પુરીએ જણાવ્યું કે લોકલ ગવર્મેન્ટને કોઇ જાતનો અધિકાર નથી કે તે સજાના અમલને રોકી શકે. એ તો એક જુડીશીયલ વાત છે. સેશન્સ જજ ફાંસીનું વોરંટ કાઢે છે અને હાઇકોર્ટથી મંજુરી લીધા પછી વારંટ પાછું સેશન્સ જજની પાસે આવે છે અને તે ફાંસીની તારીખ અને વખત નક્કી કરે છે. વળી ફાંસી દીધા પછી તે વોરંટ ફરી તેમની પાસે પાછું આવે છે. તે પ્રમાણે આ વોરંટ પણ ટ્રીબ્યુનલની પાસે પાછું જવું જોઇએ પરંતુ હવે તે ટ્રીબ્યુનલ અસ્તિત્વમાં નથી અને તેથી હવે ફાંસી થઇ શકે નહિ.

જસ્ટીસ મી. ભીડે—તો શું જેલર સમય નક્કી નથી કરી શકતો ?

મી. નૉડ—જી હા, તે કરી શકે છે.

**સ્થાનિક સરકારને સત્તા છે ?**

મી. પુરી—કાયદો એ છે કે દયાની અરજીની સુનાવણી થયા પછી જેલનો ઓફીસર સેશન જજ અથવા તો સજા કરનાર કોર્ટને ખબર આપે છે અને તે કોર્ટ ફાંસીની સજાનો સમય અને જગ્યા નક્કી કરે છે. જે ટ્રીબ્યુનલે પહેલાં વારંટ કાઢયું હતું તે હવે અસ્તિત્વમાં નથી અને હવે વારંટનું અનુકરણ જે અદાલત ટ્રીબ્યુનલની જગ્યાએ નીમાઇ હોય તેજ કરી શકે છે. પરંતુ એવી કોઇ અદાલત નથી અને તેથી લોકલ ગવર્મેન્ટ હવે ફાંસી દઈ શકે નહિ. એને એ અધિકાર જરૂર છે કે તે ફાંસીની

સજાને રોકી દે, પરંતુ હવે ટ્રીબ્યુનલ અસ્તિત્વમાં નહિ હોવાથી એવો કોઈ અમલ થઈ શકે નહિ. જેલરને પણ કોઇ જાતનો અધિકાર નથી. લોકલ ગવર્મેન્ટ એ એક કારોબારી સંસ્થા છે. જે તારીખ અને સમય ટ્રીબ્યુનલે ફાંસી માટે નક્કી કર્યો હતો તે હવે વીતી ગયો છે અને તેથી હવે ફાંસી દઇ શકાય નહિ. મી. પુરીએ દલીલોના સમર્થનમાં કાયદાનાં ઘણાં ઉદાહરણો પણ રજુ કર્યાં હતાં.

મી. નૉડે ઉત્તર આપતાં જણાવ્યું કે પ્રીવી કાઉન્સીલમાંથી અપીલ કાઢી નાખ્યા પછી લોકલ ગવર્મેન્ટે જેલરને સજાનો અમલ કરવાનો હુકમ કર્યો હતો અને જેલના નિયમ પ્રમાણે જેલર ફાંસી આપવાનો સમય નક્કી કરી શકે. ટ્રીબ્યુનલનો હુકમ મોજુદ છે. લોકલ ગવર્મેન્ટને ફાંસીનો સમય નક્કી કરવાનો અધિકાર છે. તહોમતદારોને પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરવાની તક આપવામાં આવી હતી તેમજ દયાની અરજી કરવા માટે પણ એક અઠવાડીયું આપવામાં આવ્યું હતું. ટ્રીબ્યુનલનું રેકર્ડ હાઈકોર્ટમાં છે તેથી વારંટ પાછું ત્યાં આવી શકે છે અને એજ અદાલત સમય પણ નક્કી કરી શકે છે. ટ્રીબ્યુનલના હુકમનો અમલ કરવામાં કોઈ મુશ્કેલી નથી. સમયની બદલી થવાથી અસલ વારંટ રદ થતું નથી. અત્યારસુધી દયાની અરજી ઉપર કોઇ જાતનો હુકમ આપવામાં આવ્યો નથી તેથી ફાંસી મુલત્વી રાખવામાં આવી છે પરંતુ સજાનો હુકમ તો બહાલ જ રાખવામાં આવ્યો છે.

મી. ભગતરામ પુરીએ જવાબમાં જણાવ્યું કે ફાંસીની સજા મુલ્તવી રાખવાનું કારણ દયાની અરજી નથી પરંતુ બીજું જ છે, પણ ગવર્મેન્ટ ફક્ત સજા મુલત્વી રાખી શકે છે.

**અરજ નામંજુર**

છેવટે જસ્ટીસ મી. બીડેએ દરખાસ્ત નામંજુર કરી અને પોતાના ફેંસલામાં લખ્યું કે ત્રણે આરોપીઓને ટ્રીબ્યુનલે કાઢેલા વોરંટ પ્રમાણે કેદમાં રાખવામાં આવ્યા હતા. લોકલ ગવર્મેન્ટને અધિકાર છે કે તે સજાની મુદત લંબાવી શકે અને તેણે એજ મુજબ કર્યું છે. આથી અત્યારસુધી તહોમતદારો એજ વોરંટને આધારે જેલમાં છે

અને વારંટ રદ થતું નથી. તેથી કોઇ અરજી સાંભળવા લાયક નથી અને તેથી અરજી નામંજુર કરવામાં આવે છે. ચુકાદામાં વધુમાં તેમણે જણાવ્યું કે હવે તહોમતદારોને ફાંસી દેવાનો સવાલ બાકી રહે છે, પરંતુ તહોમતદારો તરફથી હજુ દયાની અરજીની તજવીજ થઇ રહી છે તેથી એ સવાલ હમણાં ઉભો થતો નથી. જો એ અરજીની સુનાવણી પછી ગવર્મેન્ટને આરોપીઓની સજાનો અમલ કરવામાં કોઇ કાયદાની મુશ્કેલી લાગે તો તે કલમ ૪૦૨ પ્રમાણે ફેરવી શકે છે.

જસ્ટીસ મી. ભીડેનો ફેંસલો સાંભળીને લાલા અમુલકરાય કપુરે લાહોર ડીસ્ટ્રીકટના કલેકટરને; પંજાબ ગવર્મેન્ટના હોમ સેક્રેટરીને અને લાહોર જેલના સુપ્રીન્ટેન્ડન્ટને નોટીસ મોકલી જણાવ્યું કે ફોજદારી કાયદાની કલમ ૮૦ પ્રમાણે તા. ૯ મી ફેબ્રુઆરી ૧૯૩૦ ના દિવસે અમે સરદાર ભગતસિંહને ઓર્ડીનન્સ પ્રમાણે ટ્રીબ્યુનલે જે સજા કરી હતી તે બાબત આપને નોટીસ આપી છે. તેના અનુસંધાનમાં અમે આપને આથી ખબર આપીએ છીએ કે ત્રણે કેદીઓ તરફથી હેબીઓકોર્પસની અરજી કરવામાં આવી હતી. ઓન. જસ્ટીસ મી. ભીડેએ કે જેમની સામે આ અરજીની સુનાવણી થઈ તેણે ફેંસલો આપ્યો કે કેદીઓની સજા કાયદાની વિરૂદ્ધ નથી. દલીલો કરતી વખતે સરકારી વકીલે કહ્યું હતું કે દયાને માટે જે અરજીઓ કરવામાં આવી છે તેની ઉપર વિચાર ચાલી રહ્યો છે. તેથી સજાની બાબતમાં ખાસ કાંઈ કહેવામાં આવ્યું નથી. આથી ઓન. જસ્ટીસ મી. ભીડેએ ફાંસીની બાબતમાં ફેંસલો ન કરતાં ફરમાવ્યું છે કે જો લોકલ ગવર્મેન્ટને ફાંસી દેવામાં કાયદાની મુશ્કેલી નડે તો તે ફોજદારી કાયદાની કલમ ૪૦૨ પ્રમાણે ફાંસીની સજાને કાળા પાણીની સજામાં અથવા તો કેદની સજામાં ફેરવી શકે છે. પણ સવાલ એ ઉત્પન્ન થાય છે કે કારોબારી સંસ્થા કેસ ચલાવનારી અદાલત અથવા તો તેની જગ્યાએ આવેલી અદાલતના વારંટ વિનાપણ આ કેદીઓને ફાંસી આપી શકે છે કે નહિ. આરોપીઓ

તરફથી એમ કહેવામાં આવ્યું છે કે કોઇ પણ કારોબારી અમલદાર કાયદા પ્રમાણે તેમને ફાંસી આપી શકે નહિ અને જો આપે તો તે મોટો ગેરકાયદેસર ગુન્હો કરશે અને તેમનું કાર્ય ઘણું દયાવિનાનું કહેવાશે. અમારી અરજ છે કે આપ અમને જલ્દી ખબર આપો કે ભગતસિંહ વિગેરેને ફાંસી આવાનો નિશ્ચય થઇ ગયો છે કે કેમ અથવા સરકાર જો તેમાં કાંઇ ફેરફાર કરવાની હોય તો તે પણ જણાવે. જો તેમ ના કરે તો કાયદા પ્રમાણે બે માસ માટે ફાંસીની સજા મુલત્વી રાખે જેથી અમારા અસીલો આગળ દાવો કરી શકે. જો અમારી આ અરજી નામંજુર થાય તો અમારી પ્રાર્થના છે કે ફાંસી દેવાની તારીખ, સમય, અને જગ્યાની બાબતમાં અમને ઓછામાં ઓછા પંદર દિવસ પહેલાં ખબર આપવામાં આવે જેથી કલમ ૪૯૧ અને ૫૬૧ પ્રમાણે હાઇકોર્ટમાં અપીલ કરી શકીએ.

**મહાત્માજી અને વાઇસરોય**

તા. ૫ મી માર્ચે મહાત્મા ગાંધી અને વાઇસરોય લોર્ડ ઇરવીન વચ્ચે કામચલાઉ સંધી થઇ અને બધા રાજકીય કેદીઓને છોડી દેવાની ખબર બધે પહોંચી ગઇ પરંતુ જે કેદીઓને હિંસાના કારણે સજા થઇ હતી તેમને છોડવામાં આવ્યા નહિ. લોકો એ મહાત્માજીને અરજ કરી કે સરદાર ભગતસિંહ અને બીજાઓને પણ તે છોડાવે. મહાત્માજીએ જણાવ્યું કે તેઓ તે માટે પ્રયાસ કરી રહ્યા છે. કેટલાક દિવસ માટે ફાંસીની તારીખ પણ મુલત્વી રહી. પ્રજાએ જાણ્યું કે હવે ફાંસી રદ કરવામાં આવશે પરંતુ તા. ૧૯ મી માર્ચે સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓનાં સગાંવહાલાંઓને ખબર મળી કે વાઇસરોયે દયાની અરજી નામંજુર કરી છે તેથી તેઓ તા ૨૩ મી માર્ચે ફાંસીવાળા કેદીઓની છેલ્લી મુલાકાત લઇ શકે છે.

**પિતાની મુલાકાત નામંજુર**

આ ખબર મળતાં સરદાર કીસનસિંગ તથા રાજગુરૂની માતા વિગેરે પોતાના સગાંવહાલાંઓની સાથે જેલપર મળવા ગયા. જેલરે સરદાર કીશનસિંહ

રાજગુરૂની માતા, ભાઇ અને બ્હેનને મુલાકાત લેવા માટે પરવાનગી આપી પરંતુ તેમની સાથે બીજા સંબંધીઓ જે ત્યાં મળવા ગયા હતા તેમને તે પરવાનગી આપવામાં આવી નહિ અને કારણમાં એમ જણાવવામાં આવ્યું કે માત્ર એક લોહીનાં સગાંજ મુલાકાત લઇ શકે છે. આથી સરદાર કીશનસિંહ વિગેરેએ તેમના પુત્રોની છેવટની મુલાકાત લેવા બીજા પ્રયાસો પણ કર્યા પરંતુ તે નિષ્ફળ ગયા.

**છેવટના પ્રયાસો**

તા. ૧૯મી માર્ચ કે જે દિવસે ડે. સુપ્રીન્ટેન્ડન્ટ સેન્ટ્રલ જેલ-લાહોર અને લાહોરના મામલતદારના હુકમો સરદાર કીશનસિંહની પાસે પહોંચ્યા દિવસે સરદાર ભગતસિંહને પણ એ વાતની ખબર પડી હતી કે તેઓ ફાંસીથી બચવાના નથી. એ કહેવું વધારે યોગ્ય ગણાશે કે તેઓ મરવા માટે પહેલા કરતાં પણ વધારે તૈયાર હતા, પરંતુ જ્યારે સરદાર ભગતસિંહ મરવા માટે એટલા બધા તૈયાર હતા ત્યારે તેમના સગાંવહાલાંઓ અને મિત્રો તેમને કોઇપણ રીતે બચાવવાને પ્રયત્ન કરી રહ્યા હતા. જો કે તેમ બનવું અશક્ય હતું તોપણ તેમણે હિંમત છોડી નહિ અને છેવટનો પ્રયત્ન કરવા માટે મહાત્માજીને લોર્ડ ઇરવીન પાસે મોકલ્યા. આ ઉપરાંત હાઇકોર્ટમાં પણ અરજીઓ કરી, જેની સુનાવણી તા. ૨૩મી માર્ચે થઇ પણ તે નામંજુર થઇ.

**પિતાને સભામાં સમાચાર**

લોકો એમ જાણતા હતા કે તા. ૨૪ મીએ સવારે ફાંસી દેવાશે પરંતુ તા. ૨૩ મી માર્ચે રાતના આઠના અમલે જ્યારે સરદાર ભગતસિંહના પિતા સરદાર કીશનસિંહ સભામાં ભાષણ આપતા હતા તે સમયે તેમને દીલગીરીની ખબર મળી કે સરદાર ભગતસિંહ, રાજગુરૂ અને સુખદેવને ૭-૧૫ મીનીટે ફાંસીના લાકડે લટકાવી દેવામાં આવ્યા છે. તા. ૨૪ મી માર્ચની સવારે ડી. મેજીસ્ટ્રેટ તરફથી લાહોરની દીવાલો ઉપર જાહેર ખબરો ચોઢાઇ જેમાં જણાવ્યું હતું કે સરદાર

ભગતસીંહ, રાજગુરૂ અને સુખદેવને ફાંસી આપવામાં આવી છે અને તેમની લાશોને સતલજ નદીને કિનારે અંતેષ્ટિ સંસ્કાર કરીને તેની રાખ નદીમાં વહેવડાવવામાં આવી છે:—

સરદાર ભગતસીંહ વિગેરેને મરણનો તો ભયજ નહતો. તેમણે તો ફાંસીની સજા હસ્તે વદને સ્વીકારી લેવા નિશ્ચય કર્યો હતો અને જે સમયે તેમને ફાંસી દેવામાં આવી તે સમયનું જે દ્રશ્ય દોરવામાં આવેલું છે તે ખરેખર અદ્દભુતજ છે અને તે નીચે મુજબ છે.

**ફાંસીએ કેવી રીતે ચડયા?**

"સોમવારે બપોરે ત્રણ વાગ્યા પછી લાહોર સેન્ટ્રલ જેલના સત્તાધીશો સાથે મસલત ચાલી. લોકોની અવરજવર ત્યાં સદંતર બંધ કરવામાં આવી. આથી જેલ તપાસણી માટે ઇન્સ્પેકટર જનરલ આવે છે એવી સામાન્ય માન્યતા ફેલાઈ હતી અને શહીદ ત્રિપુટીને તો સાંજે સાડા પાંચ વાગ્યા સુધી–તેમની મૃત્યુપળના બે કલાક પહેલાં પણ—તેની જાણ કરવામાં ન્હોતી આવી. તેઓ તો પોતાને બીજે દીવસે સવારે ફાંસી અપાશે એમ ધારતા હતા. તેમનો પ્રાણાન્ત પાસે આવે છે જોણી તેમને આનંદ થતો હતો. જેલમાંના બીજા બધા કેદીઓને તેમની કોટડીઓમાં હંમેશ કરતાં વ્હેલા પુરી દેવામાં આવ્યા.

એ પછી ટ્રીબ્યુનલની કોર્ટ માટે જે દરવાજો ઉઘડે છે એ દ્વારમાંથી મેજીસ્ટ્રેટ, ઇન્સ્પેકટર જનરલ અને બીજા અમલદારો અંદર આવ્યા અને જ્યારે માજીસ્ટ્રેટ કેદીઓને મળ્યા ત્યારે, ભગતસીંહે માજીસ્ટ્રેટને અભીનંદન આપ્યા અને જણાવ્યું કે—

"મેજીસ્ટ્રેટ, તમે નસીબદાર છો; સ્વતંત્રતાની લડતના સૈનીકો ફાંસીના માંચડાને કેમ ભેટે છે તે અમે તમને આજે બતાવીશું."

માજીસ્ટ્રેટ સ્તબ્ધ બની ગયા. જ્યારે કેદીઓને તેમની કોટડીમાંથી બ્હાર લઈ જવામાં આવતા હતા ત્યારે જેલના એકેએક ખુણામાં તેની ખબર પડી ગઇ. જેલના દરેક ખુણામાંથી--બધા કેદીઓના મુખમાંથી "ઇન્કીલાબ ઝીંદાબાદ" ના સ્વર ગાજી રહ્યા ને

આ કેદીઓ પણ "ક્રાન્તી અમર રહો," "શાહીવાદનો નાશ' હો" "મજુરવાદ ઘણું જીવો" ના સુત્રો ઉચ્ચારીને પોતાની કોટડીઓ છોડી નીકળ્યા.

જ્યારે તેઓ મૃત્યુ—માંચડાની પાટ પાસે હતા ત્યારે તેમણે માંચડા પર કુદી જવાનો ઉત્સાહભર્યો પ્રયાસ કર્યો હતો. તે પછી યોગ્ય વિધિઓ થઇ રહ્યા પછી ત્રણે જણને માંચડા પર ઉભા રહેવાનું જણાવવામાં આવ્યું. ભગતસીંહ વચ્ચે ઉભો રહ્યો. તેની જમણી બાજુએ તેનો જોડીદાર રાજગુરૂ અને ડાબી બાજુએ તેનો સાથી સુખદેવ ઉભા હતા. તે પછી, ફાંસી માટે રાખવામાં આવેલાં દોરડાં તે ત્રણેના ગળા[illegible] નાંખવામાં આવ્યાં અને કોઇ પ્રીતમ પોતાની પ્રીયતમાને ચુંમે તેવી રીતે તે દરેકે પોતપોતાના દોરડાને ચુંબન કર્યું. તેઓ હસ્યા; મીઠી ગુફતેગો કરી. તેઓ પરસ્પર ભેટયા. સુખદેવે જણાવ્યું કે, "આ એક મીનીટ કરતાંયે ઓછા વિયોગ પછી આપણે સૌ એકી સાથે આપણા પક્ષની મધ્યસ્થ સમિતિની સભા ભરવા માટે જશું; ને ત્યાં ચન્દ્રશેખર આઝાદ, ભગવતીચરણ અને જતીનદાસ હાજર રહેશે."

પછી તેઓ પોતાના રાજકીય સુત્રો ઉચ્ચારતા હતા તેવામાં તો એક મીનીટમાંજ, ગળાના ફાંસાએ તેમના પ્રાણ જુદા પડયા; એમ નાટક પર પડદો પડયો.

એમ જણાય છે કે ભગતસિંહનો પ્રાણ તો એક સેકન્ડ કરતાંયે ઓછા સમયમાં ગયો પણ બીજા બેના જાન જતાં બેથી ત્રણ સેકન્ડ લાગી. ચાળીસ મીનીટ બાદ તેમનાં શબ ટ્રીબ્યુનલની કોર્ટવાળા દ્વારેથી બહાર કાઢવામાં આવ્યાં અને તેમને અમીદાહ માટે લઇ જવામાં આવ્યાં.

તા ૨૪ મી માર્ચે જ્યાં એ લાશોને બાળવામાં આવી હતી ત્યાં લોકો જઇ પહોંચ્યા. ત્યાં હાડકાં અને માંસના ટુકડા મળ્યા. તે લાહોરમાં લાવ્યા અને મોટું સરઘસ કાઢયું અને સાંજના સાત વાગે તેને નદી કિનારે લઇ જઇ બાળી દેવામાં આવ્યું.

**શી રીત બાળ્યા ?**

સરદાર ભગતસીંહ વિગેરેને ફાંસી દેવાયા પછી તેમની લાશોને રાતના આશરે નવેક વાગે નદીના કીનારે લઇ જવામાં આવી પરંતુ ત્યાં તેમને શી રીતે બાળ્યા તે સંબંધમાં વિવિધ પ્રકારની વાતો સમસ્ત દેશમાં આજે ફેલાઇ છે. એક પક્ષ તરફથી એમ જણાવવામાં આવે છે કે તેમની લાશોને બાળવા માટે લાકડાને બદલે કોલસી લઇ જવામાં આવી હતી તેમજ લાશોના ટુકડા કરીને તે કોલસી ઉપર મુકી ગ્યાસલેટ છાંટી સળગાવવામાં આવ્યા. કોલસીથી હાડકાં અને માંસ બળી શકયું નહિ અને તેથી થોડીવારે તેને પાણી છાંટી હોલવી નાખવામાં આવ્યું અને એ બધી રાખ, બળેલાં હાડકાં અને માંસ નદીના પુલની ૨૨ મી કમાન આગળ નાખી દેવામાં આવ્યું. આ બાબતની તપાસ માટે મહાસભાની વર્કીંગ કમીટી તરફથી એક કમીટી પણ નીમવામાં આવી છે. આ પ્રશ્નના સંબંધમાં સરકારી યાદી બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે લાશોની અંતિમ ક્રિયા હિન્દુ ધર્મના રીવાજ પ્રમાણે જ કરવામાં આવી હતી અને લાશના ટુકડા કર્યા હતા એ બીનાનો ઇન્કાર કરવામાં આવ્યો છે.

**ધાર્મિક ક્રિયા શી રીતે?**

આ પ્રશ્ન વિષે આજે પંજાબમાં ખુબ ચર્ચા ચાલી રહી છે અને તે સંબંધી વર્તમાનપત્રોએ પણ ચર્ચા ઉપાડી છે. સરદાર ભગતસીંહ વગેરેની લાશ ધાર્મિક વિધિસર બાળવામાં આવી ન હતી એવી દલીલ કેટલાક તરફથી એ દ્રષ્ટિએ કરવામાં આવે છે કે અગ્નિસંસ્કારની ક્રીયા વખતે જે મનુષ્યની હાજરી, ધર્મગ્રંથી તથા બીજી જે વસ્તુઓ આવશ્યક છે તેમાંનુ કાંઇ પણ નહતું અને તે વિના થયેલો અગ્નિસંસ્કાર ધાર્મિક દ્રષ્ટિની વિરૂદ્ધ છે એવો એક એકરાર શીખ કોમના એક ગુરૂ ગોવિન્દાનંદજીએ પણ બહાર પાડયો છે. આ સંબંધમાં સરદાર જમીયતસીંહે મુંબઇના શહેરીઓની સભા સમક્ષ જણાવ્યું હતું કે સરકારે ચાલતા આવેલા રીવાજનું ઉલ્લંઘન કરી ત્રણે નવજુવાનોને સવારને બદલે સાંજે ફાંસી

દીધી છે. તેમની લાશોને કાપવામાં આવી હતી. સરદાર કીશનસીંહને જે સ્થળે અગ્નિસંસ્કાર થયો હતો તે સ્થળેથી લોહીથી ખરડાયલા પત્થર તેમજ લાશના માંસના અને હાડકાના ટુકડા પણ મળી આવ્યા છે. જો લાશને કાપવામાં આવી ના હોય અને બરાબર બાળવામાં આવી હોય તો લોહીવાળા પથરા, હાડકાં અને માંસના ટુકડા શી રીતે હાથ લાગે?

ધાર્મિક ક્રીયા થઇ હોય યા ના થઈ હોય તોપણ આજે સરદાર ભગતસીંહ, રાજગુરૂ અને શ્રી. સુખદેવની ત્રિપુટીનું નામ હિન્દના ઇતિહાસમાં અમર બન્યું છે. જે સ્થળે તેમની લાશોને અગ્નિદાહ કરવામાં આવ્યાનું જણાયું હતું તે સ્થળનાં પણ આજે કેટલાંયે દર્શન કર્યાં હશે. આ ત્રિપુટીના સ્મરણમાં તો અમૃતસરના શીખ ગુરૂદ્વારોમાં અખંડ પાઠો થયા છે. જે સ્થળે અગ્નિદાહ થયો હતો તે સ્થળે ફીરોજપુરની પ્રજાએ અખંડ પાઠ કર્યા છે. એ ત્રિપુટીની લાશોની રાખનાં પણ મુંબઇ તથા બીજાં સ્થળોએ ઠેરઠેર સરઘસો નીકળી રહ્યાં હતાં અને તેના સ્પર્શ માટે અનેક સ્થળોએ માનવમેદનીની ઠઠ ઉભરાઇ હતી. આ ત્રિપુટીના શબોની રાખ સરદાર જમીયતસિંહ કરાંચીથી લઇને નીકળતાં અને ડાકોર જઈ પહોંચતાં ત્યાં તો પ્રજાજનો ભગતસિંહની પાછળ ગાંડા બન્યા હતા. તે રાખને દ્વારકાધિશના મંદીરમાં લઇ જવામાં આવી હતી અને મંદિરમાં ઉભા કરેલા આરસના પ્લેટફોર્મ ઉપર શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્તિ સમક્ષ તે રાખવાળી કાસ્કેટ મુકવામાં આવી હતી. તેનો અસંખ્ય મનુષ્યોએ સ્પર્શ કર્યો હતો અને ફુલોનો વરસાદ વરસાવ્યો હતો અને છેવટે રાખનો થોડો ભાગ ગોમતી નદીમાં પધરાવી ત્યાં હિન્દુવિધિ મુજબ ધાર્મિક ક્રીયા કરવામાં આવી હતી.

**કરાંચી મહાસભામાં**

સરદાર ભગતસિંહ તથા તેમના સાથીઓને ફાંસી દેવાયાના સમાચાર દેશનેતાઓને કરાંચીમાં મળતાં સરકારના આ કૃત્યને મહાસભાના આગેવાનોએ

સખ્ત રીતે વખોડી કાઢયું હતું અને સરકારની શુદ્ધ નિષ્ઠા પ્રત્યે શકની દૃષ્ટિ રજુ કરી હતી. આ ત્રિપુટીની ફાંસીથી નવયુવાનોમાં વધુ જોમ પેદા થયું હતું પરંતુ પ્રસંગને અનુસરી નવજુવાનો તથા મહાસભાએ જે નીતિ અખત્યાર કરી તેથી સર્વ કોઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા છે. એ મહાસભા સપ્તાહ દરમ્યાન દેશનાયકોએ સરદાર ભગતસિંહને અંજલી અર્પણ કરતાં જે ઐતિહાસીક વ્યાખ્યાનો રજુ કર્યા હતાં તેમાંનો કેટલાકનો અગત્યનો ભાગ નીચે મુજબ છેઃ–

**પંડિત જવાહીરલાલ શું કહે છે?**

ગોળીબ્હારો અને શહીદો તો અનેક થઇ ગયા પણ સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓનાં નામ તો આજે ઠેરઠેર ગવાય છે. અહિંસાના ચુસ્ત પુજારી મહાત્મા ગાંધીજીને પણ તેમનાં વખાણ કરવાનું મન થાય એનું પણ કાંઇ કારણ હશે જ. સરદાર ભગતસિંહ અને તેના સાથીઓએ પ્રજામાં જાદુઇ અસર પેદા કરી છે. તેમની હીંમત, ત્યાગ અને માતૃભુમીનો પ્યાર અજોડ છે. માતૃભુમી માટે મોતની સાથે રમી રહેનારની પ્રશંસા કોણ ના કરે? તે કદાપી પોતાનો આશય છુપાવતો ન હતો. તે તો ખુલ્લી રીતે કહેતો કે “ માતૃભૂમિની મુક્તિ માટે મેં મારૂં ધારેલું કાર્ય કર્યું છે. ભલે સરકાર મને ફાંસીએ ચઢાવે. હું કદી પાછો હઠનાર નથી,” જવાહરલાલે વધુમાં જણાવ્યું હતું કેઃ હું તલવાર, બંદુક ચલાવી પરાક્રમ કરવાનું પસંદ કરૂં છું. હરેક નવજુવાન પોતાનું પરાક્રમ દાખવવાને ઉત્સુક છે, પરંતુ આપણે ભુલી ન જવું જોઇએ કે આપણે આઝાદી ખાતર એક લાંબી મુસાફરી આદરી છે અને તે મુસાફરી દરમિઆન અનેક પડાવો નાખવાના છે. આ મુસાફરી સુખરૂપ પુર્ણ થાય અને આપણે આપણા ધારેલા સ્થળે આવી પહોંચીએ એવા ઉપાય યોજવા જોઇએ. આગળ રસ્તામાં જ આપણો વિનાશ થાય એવાં કાર્યોથી વિમુખ રહેવું જોઇએ. હિંસાના માર્ગે જવાથી અનેક જલીઆંવાલા બાગ તથા પેશાવર તથા સોલા-

પુર જેવા હત્યાકાંડો જોવા પડશે અને દેશમાં અશાંતિ અને ખુનામરકી વધી જશે અને દેશને લાભ થવાને બદલે જાનમાલની ઘણી નુકસાની વેઠવી પડશે. આપણે તો એવો રસ્તો ગ્રહણ કરવો જોઇ કે જેથી દેશમાં શાંતિ પથરાય, દેશની ગરીબ જનતાને સુખ થાય અને દેશ અનેક પ્રકારની શક્તિ પ્રાપ્ત કરે. માટે બુદ્ધિપૂર્વક કુશળતાથી કાર્ય કરવાની જરૂર છે. મુસાફરી સફળતાપૂર્વક પસાર કરવામાં ઘણી સાવચેતી રાખવી પડે છે. આપણે ભગતસીંહ જેવી નિડરતા અને દેશપ્રેમને અંતરમાં ઉતારીએ. તેના મૃત્યુથી આવેશમાં આવી જઇ રમખાણો ન કરતાં જે હેતુથી આ શહીદોએ પ્રાણ અર્પણ કર્યાં છે તે હેતુ પાર પાડવાના પ્રયાસો કરવા જોઇએ.

( પં. જવાહીરના પ્રવચમાંથી )

**પંડીત માલવીયાજી**

" મારી આખી જીંદગી દરમ્યાન આજના જેવો મહાન દુ:ખદ પ્રસંગ મારી પાસે કદી નથી આવ્યો. અમારે માટે એ મોટી કમબખ્તીની વાત છે કે મૃત્યુને લાયક અમે સફેદવાળવાળા બુઢ્ઢાઓની સમક્ષ દેશના વીર નવજુવાનો ફાંસીને માંચડે ચઢીને અમારી દષ્ટિથી દૂર ખસી જાય છે. એથી પણ વધુ કમબખ્તીની વાત તો એ છે કે મહાત્માજી અને અન્ય મહાપુરુષોની વિનંતીઓ છતાં નિષ્ઠુર સરકારે હિન્દના ત્રણ બાળકોને છીનવી લીધા. હિન્દુસ્થાનની જગ્યાએ ઇંગ્લાંડ હોત અને ત્રણ અંગ્રેજ નવજુવાનોને સરકાર સમસ્ત દેશની અવગણના કરી ફાંસીને માંચડે ચઢાવવા માગતી હોત તો તે કાર્યમાં સરકાર કદાપિ સફળતા મેળવી ના શકત. ભગતસીંહ, રાજગુરૂ અને સુખદેવના આત્માને ત્યારે જ શાંતિ થાય કે જ્યારે આપણે માતૃભુમીનાં બંધનો કાપી નાખીએ. દુનીયામાં કોઇ દેશ ઉપર મોટામાં મોટી મુશીબત હોય તો તે વિદેશી રાજ્યની જ છે. વિદેશી રાજ્યનો બોજો હિન્દ ઉપરથી આપણે ઉઠાવીએ તો જ આપણે માતૃભુમિના આશીર્વાદ મેળવી શકીએ. ભગતસીંહ વિગેરેએ પોતાના પ્રાણની આહુતિ આપી

પોતાની આબરૂ વધારી છે. ૧૯૧૪ થી આજ સુધીમાં આવા અનેક દેશપ્રેમીઓ ફાંસીને માંચડે ચઢી ચુકયા છે. આગળ ચાલતાં પંડિતજીએ જણાવ્યું કે સરકારે જે સોનેરી તક ગુમાવી છે તેવી તક હવે પછી મળશે કે નહિ તેની કલ્પના હું નથી કરી શકતો. અમોએ અમારા ત્રણ બાળકોની જીંદગીની ભીખ વાયસરોય પાસે માગી ત્યારે અમને કહેવામાં આવ્યું કે "આ બાબતમાં વાઈસરોય પોતાનો દયાનો વિશેષ અધિકાર વાપરી શકે એવો એક પણ કાયદો જોવામાં આવતો નથી." વાઇસરોયે જબરી ભુલ કરી છે. હું તો કહું છું કે વાઈસરોયને આપવામાં આવેલા દયાના વિશેષ અધીકારનો ઉપયોગ કરવાનો જો કોઈ મોકો હતો તો તે આ વખતે જ હતો. સરકારે મોકો સાંધી પ્રજાનો અમુલ્ય પ્રેમ સંપાદન ન કર્યો. સરકારે અમારા અંતરમાં હમેશને માટે ખીલો ઠોકી દીધો છે. આ દર્દ અમારા મૃત્યુ સુધી અમો વીસારી શકશું નહિ. પરંતુ સરકારના નિષ્ઠુર કાર્યે આપણને આપણી પરવશતા અને અશક્તિનું દિગ્દર્શન કરાવ્યું છે. અત્યારે અને આ પળે જ પ્રતિજ્ઞા કરવી જોઇએ કે જ્યાંસુધી અમે સ્વતંત્રતા મેળવી અમારા દેશની માલીકી અમે નહિ મેળવીએ ત્યાંસુધી અમને જંપ નહિ વળે. અમે અમારા પ્રાણ દેશને ખાતર પાથરવા તૈયાર છીએ."

(પંડીત માલવીયાજીના પ્રવચનમાંથી)

**ડો. સત્યપાલ શું કહે છે?**

"સરદાર ભગસીંહ મારા હાથમાં રમ્યો છે. તેને મેં હજારો વાર ચુમ્યો છે. તે બાળકની નસેનસમાં સરદાર કીશનસીંહનું લોહી વહી રહ્યું હતું. તેના કાકાનું નામ સરદાર અજીતસીંહ. સરદાર અજીતસીંહે સરકાર સામે બ્હારવટું આદર્યું અને આજે સરકારે તેમને દેશનિકાલ કર્યા છે. વર્ષો થયાં તે માતૃભુમિમાં આવવાને તલપી રહ્યા છે પરંતુ અફસોસ કે નિષ્ઠુર સરકાર હિન્દમાતાના વ્હાલા પુત્રને તેની માતાથી વિખૂટા પાડી રહેલ છે. લો. મા. ને છ વર્ષની સજા થઇ તે વખતે પ્રજામાં ખુબ ઉશ્કેરણી ફેલાઈ હતી, પરંતુ

તીલકના એ કારાવાસથી જે કાર્ય થયું તે સરદાર ભગતસીંહ, રાજગુરૂ અને સુખદેવ આઝાદીની તલપ પેદા કરી ગયા તે છે. પંડીતજીએ વધુમાં જણાવ્યું કે–જ્યારે તેમનો કેસ ચાલતો હતો ત્યારે એક દિવસ ભગતસીંહ બેધડક રીતે હસી રહ્યો હતો. તેથી સરકારી વકીલે જણાવ્યું કે તે હસીને કોર્ટની મશ્કરી કરે છે પણ તે જ પળે આ વીર પુરુષે જણાવ્યું હતું કે ' અત્યારે હસીને હું આ કોર્ટની મશ્કરી કરી રહ્યો છું પણ જ્યારે ફાંસીને માંચડે ચઢીશ અને ત્યાં હું જે હાસ્ય કરીશ તે વખતે કઇ અદાલતની મશ્કરી થશે ? આવા વીર પુરુષોને જીવન મરણનો ભેદ નથી. ' ( ડોકટર સત્યપાલના પ્રવચનમાંથી )

**મહાત્માજીની અંજલી.**

" વીર ભગતસિંહ અને તેમના બે સાથીઓ ફાંસીએ ચડયા. તેમનો દેહ બચાવવા ઘણા પ્રયત્ન થયા. કંઇક આશા પણ બંધાઇ તે ફોગટ ગઈ. ભગતસિંહને જીવવાની ઇચ્છા નહોતી. તેમણે માફી માગવાની ના પાડી. અરજી કરવાનીએ ના પાડી. જીવે તો બીજાને અર્થે જીવવા કદાચ તૈયાર થાય. જીવે તો એ દ્રષ્ટીએ કે તેના મોતથી કોઇ આવેશમાં આવીને નકામા કોઇનું ખુન ન કરે. ભગતસીંહ અહીંસાના પુજારી નહોતા, પણ હીંસાને ધર્મ નહોતા માનતા. લાચારીથી ખુન કરવા તૈયાર હતા. તેમનો છેલ્લો કાગળ આવો હતોઃ– " હું તો લડાઇ કરતાં પકડાયો છું. મને ફાંસી ન હોય. મને તો તોપને મોઢે ચડાવો, ગોળીએ મારો. " આ વીરો મરણના ભયને જીત્યા હતા. તેમની વીરતાને સારૂ તેમને હજારો વંદન હો. પણ તેમના કૃત્યનું અનુકરણ ન થાય. તેમની કૃતિથી દેશને લાભ થયો માનવા હું તૈયાર નથી. નુકસાન તો જોઈ રહ્યો છું. એ પ્રવૃતિ ન હોય અને કેવળ અહિંસક યુદ્ધ લડી શકયા હોત તો આપણે કયારનું સ્વરાજ લઇને બેસી ગયા હોત. આ મારા અનુમાનને વિષે બે મત ભલે હો, પણ આટલી વાતનો ઇન્કાર કોઇ ન કરી

શકે. જો ખુન કરીને દાદ મેળવવાની પ્રથા આપણામાં પડી જાય તો આપણે જેને ન્યાય માનતા હોઇએ તેને સારૂ પોતપોતામાં ખુન કરતા થઇ જઇશું. કરોડો કંગાલ અને અપંગના દેશમાં આ સ્થિતિ ભયાનક છે. આપણો બળાત્કાર આ ગરીબો ઉપર ઉતર્યા વિના ન રહે. આનું પરિણામ સહુએ વિચારી લેવા યોગ્ય છે. બળાત્કારને ધર્મ કરીએ તો હાથનાં કર્યાં હૈયે વાગવાનાં. એટલે આ વીરોની વીરતાની સ્તુતી કરવા છતાં તેમની પ્રવૃતીને આપણે કદી ન સાંખીએ. સરકારે ફાંસી દઇને પોતાનો પશુસ્વભાવ પ્રગટ કર્યો છે. પ્રજા-મતને તરછોડી પોતાની સત્તાના મદનું તાજું પ્રદર્શન કર્યું છે, પ્રજાને ખરી સત્તા દેવાની સરકારની દાનત નથી એમ આ ફાંસીમાંથી અનુ-માન કાઢી શકાય. ફાંસી દેવાનો સરકારને અધિકાર અવશ્ય હતો, પણ કેટલાક અધિકાર સંગ્રહ કરવા પુરતા હોય તોજ શોભે. બધા અધિકારનો બધી વખતે જે મનુષ્ય ઉપયોગ કરે છે તેના અધિકા-રનો છેવટે નાશ થાય છે...પ્રજાને ક્રોધ કરવાનું સરકારે સાફ કારણ આપ્યું છે. પ્રજા ક્રોધ કરે તો હાથ આવેલી બાજી ખોઇ બેસે. પ્રજા ક્રોધ કરે એમ કેટલાક અમલદારો ઇચ્છતા પણ હોય. તેઓ ઇચ્છે કે ન ઇચ્છે, આપણો માર્ગ સીધો છે. સુલેહ કરતી વેળા ભગતસિંહની ફાંસી આપણી ઉપર લટકી રહેલી હતી. તેમને અને તેમના સાથીઓને ફાંસીની સજા માફ કરવાનો વિનય સરકાર વાપરશે એવી આપણને આશા હતી. તે આશા નિષ્ફળ થતાં કરેલી પ્રતિજ્ઞા આપણે ન તોડીએ, પણ આ પડેલા ઘા ઝીલી લઇને પ્રતિજ્ઞાનું પાલન કરીએ. આવા કઠિન સંજોગોમાંયે એ પાલન કરતાં ધાર્યું મેળ-વવાની આપણી શક્તિ વધશે, ઘટશે નહિ. પ્રતિજ્ઞાનો ભંગ કરતાં એટલે સમાધાની તોડતાં આપણું તેજ ઘટશે, શક્તિ ઘટશે ને ધ્યેયને પહોંચવામાં પડેલી મુશ્કેલીઓમાં વધારો થશે. એટલે ગુસ્સો પી જઇને સમાધાનીને વળગી રહી કર્તવ્યનું પાલન કરવું એ જ આપણો ધર્મ છે.



શહીદોની રાખનું પણ ઠેર ઠેર પૂજન થાય છે. આ ચીત્રમાં શ્રી. નરીમાન, સરદાર ભગતસીંહ તથા સરદાર કીશનસીંહજી દ્રષ્ટિગોચર થાય છે.

# શહીદોના કુટુંબીઓ.



(૧) સરદાર ભગતસિંહની બ્હેન અમરકોર અને તેનો પુત્ર જુગીંદર. (૨) વીર રાજગુરૂની બ્હેન શ્રી. ગોદાવરી. (૩) રાજગુરૂનાં વૃદ્ધ માતા પાર્વતીબાઈ.

ભગતસિંહ તથા તેમના સાથીઓ જો કે આજે દેશની દ્રષ્ટિથી દૂર થયા છે તોપણ તેમની અજબ દેશભક્તિ તથા અપૂર્વ વીરતા તો આજે હિન્દના ઇતિહાસમાં અમર બની છે. સરદાર ભગતસિંહની વીરતા તેના પ્રત્યેક શબ્દમાં તરી આવે છે અને તેણે પોતાને ફાંસી અપાતા પહેલાં જે એક પત્ર પોતાના નાના ભાઇને તથા બીજો સરકારને સંબોધી લખ્યો હતો તે તેમની અપૂર્વ વીરતા તથા હિંમતના દ્રષ્ટાંતરૂપ છે. તેમણે પોતાના ભાઇને લખેલો પત્ર નીચે મુજબ હતો.

" પ્યાર કુલતાર ! તારી આંખ્યોમાં આંસુ જોઈ મને ભારે દુઃખ થયું હતું. આજે શબ્દો લાગણીથી છલોછલ ભરેલા હતા, તે હું સહન કરી શકયો નહીં. પ્યારા ભાઈ ! તું એકાગ્ર ચીત્તથી અભ્યાસ ચાલુ રાખજે ને તબીયતની સંભાળ રાખજે. રખે હૃદય ખોઈ બેસતો. બુઝાતોદિપક, હું તને વધારે શું કહું ? એક નાનું ગીત છે તે સાંભળઃ—

'કિસ્મતની સામે ન ફરીયાદ કરો,
આખી દુનિયા ભલે સામે ઉભી રહો;
નસીબ સાથે યુદ્ધ ચાલો આદરો ! ',

મિત્રો, મારા તો કલાકો ગણાય છે. (સ્વરાજની) ઉષા ઉઘડતાં જેમ સવારનો દીવો ઝાંખો પડીને ઓલવાઇ જાય તેવો હું છું. તમારો આદર્શ અને શક્તિ દુનિયાભરમાં ચમકાર ફેલાવશે, તો પછી આ મુઠીભર માટી રોળાઈ જાય તો શું ? ત્યારે છેલ્લી વિદાય ! વહાલા દેશભાઇઓ ! તમો આબાદ બનો. અમે તો લાંબે પંથે સફર કરવા માટે જઇએ છીએ. ભાઈ, હિમ્મત રાખજે. નમસ્તે !

પરમપ્રિય તારો **ભગતસિંહ** "

**ગોળીથી વીંધી નાખો**

સરદાર ભગતસિંહની વીરતાના સંબંધમાં નીચેનો પત્ર તેમની વીરતાનું એક વધુ દ્રષ્ટાંત રજુ કરે છે. તેમને સરકારે તો તા. ૩ જી માર્ચ સુધીમાં દયાની અરજી કરવાનું જણાવ્યું હતું, પરંતુ તેમણે

દયા માટે અરજી કરવાને બદલે સરકારને ખુલ્લો પડકાર કરતો એક પત્ર લખ્યો હતો જે નીચે મુજબ હતો:—

"સરકારે અમને દયા માટે અરજી કરવાનું જણાવ્યું છે, પરંતુ અમે ચોર–ડાકુ કે મવાલીઓ નથી, પરંતુ આઝાદીના યુદ્ધના કેદીઓ છીએ. અમારી રગેરગમાં સ્વાતંત્ર્યની–આઝાદીની તમન્ના જાગી હતી અને તેથી અમે અમારા માર્ગે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા યાહોમ ઝુકાવ્યું હતું. અમે ભલે અહિંસક કેદીઓ ન હોઇએ, છતાં અમે રાજદ્વારી કેદીઓ તો છીએ જ. જો સરકારમાં ન્યાયનો જરાપણ છાંટો હોય તો તેણે અમારી સાથે રાજદ્વારી કેદીઓ જેવું વર્તન રાખવું ઘટે છે. અમે ચોર–ડાકુઓ નથી તેથી સરકાર પાસે દયાની–ક્ષમાની ક્ષુલ્લક ભીખ માગતા નથી. અમે દયાની અરજી કરી કાળાપાણીએ જવા માગતા નથી. અમને ફાંસીને લાકડે ચઢવું પણ પસંદ નથી. સરકારે તો અમને ગોળીથી વીંધી નાંખવા જોઇએ અને સરકારને તેના કરતાં પણ વધારે ભયંકર, વધારે કરપીણ કે વધારે ક્રૂર સજા જડતી હોય તો તે સજાનો અમલ અમારા પર ભલે કરે. જગતના ઇતિહાસમાં સ્વરાજ્યનો પ્રાથમિક હક્ક માગતા રાજદ્વારી કેદીઓને ફાંસીને લાકડે લટકાવ્યાના દાખલા શોધ્યા જડતા નથી. અમને કાળાપાણી કે માંચડે લટકાવવાને બદલે સરકારે લશ્કરી સોલ્જરોને જેલમાં મોકલી અમારાપર ગોળી ચલાવવી જોઇએ. તે સમયે અમે એ ગોળીઓ પુલની માફક ખુલ્લી છાતીએ ઝીલી મૃત્યુને આલીંગન કરીશું. ફાંસી જેવી નિર્માલ્ય સજા કરવાનો કાંઇ જ અર્થ નથી. સરકાર અમારી આ અંતીમ ઇચ્છા સ્વીકારશે ?"

સરદાર ભગતસિંહને ફાંસી મળતાં અગાઉ જેલયાત્રાનો લાભ જે પ્રકારના મુકર્દમાઓને અંગે મળેલો તે ઉપરથી

**ભગતસિંહ હિંસાના પુજારી હતા?**

કેટલાક તરફથી એવી પણ દલીલ કરવામાં આવે છે કે તે હીંસાના પુજારી હતા; પરંતુ તે વાત તેમણે પોતાને ફાંસી અપાતા પહેલાં

જે એક પત્ર બહાર પાડેલો તે ઉપરથી માની શકાય તેમ નથી. તેઓ અહિંસામાં માનતા ન હતા એમ માની શકાય પરંતુ તેથી તેઓ હિંસાના ઉપાસક હતા એવી કલ્પના કરવી તે કેવળ અસ્થાને લેખી શકાય. તેમણે દેશના વાતાવરણને અનુસરી પોતાના મિત્રોને સંબોધી જે પત્ર લખેલો છે તે મનનીય છે અને તેનો બારીકાઈથી અભ્યાસ કરવો ઘટે છે. આ પત્ર તેમણે તા. ૨ ફેબ્રુઆરીના દિવસે જ્યારે સરકાર તથા મહાસભા વચ્ચે સમાધાનીની મંત્રણા ચાલી રહી હતી ત્યારે લખ્યો હતો અને તે ૪૫ નાના કાગળ ઉપર લખાયલો હતો એમ કહેવામાં આવે છે. આ પત્ર નીચે મુજબ હતો:—

"પ્યારા દોસ્તો, આજે આપણી હીલચાલ અત્યંત મહત્વની પરિસ્થિતિમાંથી પસાર થઈ રહી છે. એક વર્ષના ભીષણ સંગ્રામ પછી ગોળમેજી પરીષદે આપણી સમક્ષ રાજશાસનના પરીવર્તન સંબંધમાં કેટલીક ચોકકસ બાબતો રજુ કરી છે અને મહાસભાના નેતાઓને આમંત્રણ આપી જણાવ્યું છે કે તેઓ આવીને રાજશાસનના સુત્રો નક્કી કરવામાં સહાય આપે. આ પરિસ્થિતિમાં મહાસભાના આગેવાનો લડત મોકુફ રાખવાને તૈયારી કરતા જણાય છે. આ નેતાઓ લડત મોકુફ રાખવાનો કે ચાલુ રાખવાનો નિર્ણય કરે એ વાત આપણે માટે કંઈ બહુ મહત્વની ન ગણાય, પણ એક વાત નિશ્ચિત છે કે ચાલુ લડતનો અંત કોઈને કોઈ રીતે સમાધાનીમાં આવે એ જ ઇષ્ટ છે. પછી એવી સમાધાની વહેલી મોડી થાય એ તો જુદી વાત છે.

**સમાધાની એટલે શું?**

સાચું પુછો તો સમાધાની એ કંઈ નપાટ કે નિંદનીય વસ્તુ નથી; એમ સમજવામાં આપણે ભુલીએ છીએ; એથી ઉલટું રાજનૈતિક લડતોમાં તો સમાધાની એ એક આવશ્યક અંગજ ગણાય; કોઈ પણ પ્રજા જે અત્યાચારી શાસકો સામે મોરચા

માડે છે, તે શરૂઆતમાં અસફળ થાય અને પોતાની લડતના મધ્ય-કાળમાં આવી સમાધાનીથી કંઇક અંશે રાજનૈતિક સુધારાઓ મેળ-વતી જાય; પરંતુ એ પ્રજા પોતાના ઇષ્ટિ ધ્યેય તરફ પહોંચતાં પહોં-ચતાં પોતાની શક્તિ એવી સચોટ રીતે એકાગ્ર કરતી જાય છે કે પરીણામે દુશ્મનો સામેનો તેનો આખરી હલ્લો એવો સચોટ અને જોરદાર હોય છે કે ભલભલા ચમરબંધી શાસકોના તેની આગળ ભુકા થઇ જાય છે; એમ છતાં કોઇ વાર એમ પણ બને કે એવી આખરી લડત પછી પણ સમાધાની કરવી પડે; આ વાતનું ઉદાહરણ રૂશીયાના ઇતિહાસમાંથી સ્પષ્ટ રીતે મળી આવે છે.

**રૂશીયન ક્રાંતીનો ઇતિહાસ.**

૧૯૦૫ માં રૂશીયામાં ક્રાન્તીની લહર ઉઠી. ક્રાંતીકારી આગેવાનો મોટી મોટી આશાઓ રાખીને બેઠા હતા. વિદે-શમાં નાસી ગયેલો લેનીન એ પ્રસંગે પાછો આવી રહ્યો હતો. ક્રાન્તીનો એ વિધાતા હતો. લોકોએ કોઈ ડઝનબંધી સૌનકોનાં ખૂન કર્યા ને કેટલાંયે મકાનો સળગાવી મુક્યાં પણ એથી કાંઈ સફળતા ન મળી. માત્ર એની એટલી અસર થઇ કે કેટલાક સુધારા કરવા સરકાર તત્પર થઈ અને ડયુમાની એક જાતની પાર્લામેન્ટની સ્થાપના થઇ. એ પ્રસંગે એ પાર્લામેન્ટમાં જવાનો લેનીને આદેશ આપ્યો, પરંતુ ૧૯૮૬ માં એજ વાતનો એણે વિરોધ કર્યો; વળી ૧૯૦૭ માં એ જ પાર્લામેન્ટ કે જેના અનેક અધિકારો ઉપર કાપ પડયા હતા., તેમાં પાછા જવાની તેણે હાકલ કરી અને એનું કારણ માત્ર એટલું જ હતું કે પોતાના રાજનૈતિક અદિાલનના સમર્થન માટે એ પાર્લામેંટનો તે ઉપયોગ કરી લેવા માંગતો હતો.

એ જ પ્રમાણે ૧૯૧૭ પછી જ્યારે રૂશીયા અને જર્મની વચ્ચે સંધીની વાટાઘાટ ચાલી, ત્યારે લેનીન સીવાય બાકી બધા જ એવી સંધીના વિરોધી હતા હતા. એમ છતાં પણ લેનીને કહ્યું હતું કેઃ—

"શાંતિ–શાંતિ–ફરી ફરીને શાંતિ–અને કોઇપણ કિંમતે મારે શાંતિ જોઇએ છે. એટલે હું તો આવી સંધી કરવામાં રૂશીયાના કેટલાક પ્રાંતો જો જર્મનીને આપી દેવા પડતા હોય તો તે પણ આપી ને દેશમાં શાંતિ સ્થાપવાની તરફેણમાં છું.', અને જ્યારે કેટલાક બોલ્શેવીક આગેવાનોએ પણ લેનીનની આ નીતિનો વિરોધ કર્યો, ત્યારે લેનીને તેમને સ્પષ્ટ રીતે જણાવી દીધું કે "આ પ્રસંગે બોલ્શેવીક સરકાર જર્મની સાથે મુકાબલો કરવાને અશક્ત છે અને એવે વિષમ પ્રસંગે આપણી સહુથી પહેલી ફરજ તો એ છે કે લડતને મોકુફ કરીને આપણી સરકારને મજબુત બનાવી લેવી."

એટલે આ દ્રષ્ટાંત આપી હું એ વાત બતાવવા માગુ છુ કે "સમાધાની" એ પણ એક એવું હથીઆર છે કે જે હથીઆરનો રાજનૈતિક લડતમાં ડગલે ને ડગલે ઉપયોગ કરવાની જરૂર હોય છે. અને એમ થાય તો જ ભીષણ લડત ખેલીને થાકેલી પ્રજા થોડા વખત માટે આરામ મેળવી શકે અને ભાવિ આખરી યુદ્ધ માટે એથી વધુ તાકાત મેળવી મેદાનમાં આવવા તત્પર થઈ જાય.

**આદર્શ ન ભુલાય.**

પણ સમાધાનીની આ બધી વાતોમાં આપણો આદર્શ–અંતીમ ધ્યેય ન ભુલીએ, એ તો સદા સર્વદા આપણી સામે જ હોય. જે ધ્યેયને માટે આપણે લડી રહ્યા છીએ તે સંબંધમાં આપણા વિચારો કેવળ સ્પષ્ટ અને નિશ્ચીત હોવા જોઇએ. જો આપણે સોળ આનામાંથી એક આનો મળી જાય, તો એક આનો ખીસ્સામાં નાંખી, પંદર આના માટે વળી પાછો જંગ ખેલવા મેદાને પડવું જોઇએ. હિંદુસ્થાનના મુવાલ પક્ષવાદીઓની જે વાત સામે આપણો તીરસ્કાર છે, તે એ જ છે કે એમનો કોઇ આદર્શ જ નથી. તેઓ માત્ર એક આના માટે જ લડતા હોય છે અને તેથી તેમને કશું જ મળતું નથી જે સ્વાભાવિક છે.

આજે હિંદની વર્તમાન લડત ખાસ કરીને મધ્યમ વર્ગના લોકો પર ચાલી રહી છે અને એ વર્ગનું ધ્યેય સીમા-

**મહાસભાનું ધ્યેય શું છે ?**

બદ્ધ હોય છે. મહાસભા વેપારીઓ અને ધનીકોને ઇંગ્લાંડ ઉપર આર્થિક દબાણ લાવી કંઇક અધિકારો મેળવી લેવા માગે છે, પરંતુ દેશના કરોડો મજુરો અને ખેડુતોનો એમ ઉદ્ધાર નથી થઈ શકવાનો. જો દેશ માટેની લડાઇ લડવી હોય તો મજુરો, ખેડુતો અને સામાન્ય પ્રજાજનોને આગળ લાવવા પડશે અને તેમને લડત માટે સંગઠીત કરવા પડશે. આગેવાનો એ બધાઓને આગળ લાવવા કાંઇ કરતા નથી—કરી શકતા નથી. આ ખેડુતોને પરદેશીઓના પંજામાંથી તેમજ સાથે સાથે જમીનદારો, જાગીરદારો અને ધનીકોના પંજામાંથી પણ છોડાવવાના છે, પરંતુ મહાસભાનું એ ધ્યેય નથી.

એથી હું કહું છું કે મહાસભાવાદીઓ સંપૂર્ણ ક્રાન્તી ઇચ્છતા નથી. સરકાર ઉપર આર્થિક દબાણ લાવી તેઓ થોડા ઘણા સુધારા મેળવવા ચાહે છે. હિંદના ધનવાન વર્ગ માટેના કેટલાક લાભો મેળવી લેવા ઇચ્છે અને તેથી હું એ પણ કહેવા માંગું છું કે મહાસભાની લડત—ચળવળ કાંતો નિષ્ફળતા કે કાં તો સમાધાનીમાંજ વીરમવાની છે.

**નવજુવાનોની ફરજ**

આ પરીસ્થિતીમાં નવજુવાનોએ સમજી લેવાની જરૂર છે કે તેમને માટે વિષમ યુગ આવી રહ્યો છે. તેઓ હતાશ ન થાય, તેમની બુદ્ધિનો વીભ્રમ ન થાય અને તેઓ સદા સાવધાન રહે એ ખાસ અગત્યનું છે. મહાન ગાંધીજીની બે લડતોનો અનુભવ મેળવી લીધા પછી વર્તમાન પરીસ્થિતી અને આપણા ભાવી કાર્યક્રમ સંબધી સાફ સાફ નીતિ નક્કી કરી નાંખવી એ આપણે માટે આજે ખુબ અગત્યની વાત થઇ પડી છે. આટલો વિચાર કરી લીધા પછી હું મારી વાત કેવળ સાદા શબ્દોમાં તમારી સમક્ષ રજુ કરવા માગું છું. આપણે 'બળવો અમર રહો' એવા પોકારો કરીએ છીએ. એ વસ્તુ આપણે માટે ખુબ પવિત્ર

છે અને તેનો ઉપયોગ ખુબ સમજપુર્વક કરવાની જરૂર છે. જ્યારે આપણે એ પોકાર કરીએ છીએ ત્યારે ખરેખર તે પ્રમાણે આપણે અમલ કરવા માંગીએ છીએ એમ હું માનું છું. 'એસેમ્બલી બોમ્બ કેસ' વખતે ક્રાંતીની અમે જે વ્યાખ્યા કરી હતી તે આ પ્રમાણે છે. "ક્રાંતીનો અર્થ તો એ છે કે સમાજની વર્તમાન પ્રણાલીકા અને જડ સંગઠનને ઉખેડીને ફેંકી દેવું—અને એ ઉદ્દેશ માટે પહેલાં આપણે સરકારની તાકાતના માપ કાઢી લેવાં જોઈએ. આજે રાજતંત્રની લગામ ધની કોના હાથમાં છે, પરંતુ સામાન્ય જનતાના હિતોના રક્ષણ માટે આપણા આદર્શોને મુર્તીમંત કરવા માટે, એટલે કે કાર્લમાકર્સના સિદ્ધાંતો અનુસાર સમાજનું નવીન પ્રણાલીકાથી સંગઠન કરવા માટે આપણે સરકારનું તંત્ર આપણા પોતાના હાથમાં લેવા માંગીએ છીએ. એજ ઉદ્દેશ માટે આપણે લઢી રહ્યા છીએ; પરંતુ તે માટે આપણે સામાન્ય જનતાને શિક્ષીત કરી મુકવાની જરૂર છે.

જેઓ આવી મહાન ક્રાંતીનું ધ્યેય રાખીને ફરે છે તેમને માટે નવા રાજતંત્રમાં શું ધ્યેય હોવું જોઈએ તે આપણે સમજીએ. કોઇપણ રાજતંત્રની સંગીનતા જોવા આપણે માટે નીચેની ત્રણ બાબતો જોવી એ ખાસ જરૂરનું છેઃ—

૧. રાજતંત્રની લગામ કેટલે અંશે હિંદીઓના હાથમાં રાખવામાં આવે છે.

(૨) રાજતંત્ર ચલાવવા માટે કેવા પ્રકારની સરકારની રચના કરવામાં આવે છે અને એવા નવા તંત્રમાં ભાગ લેવાની આ પ્રજાને કેટલે અંશે તક મળે છે.

(૩) એ તંત્ર પાસે ભવિષ્યમાં શી આશા રખાય અને એના ઉપર કેટલે અંશે અંકુશો મુકાયા છે.

પ્રજાના સામાન્યમાં સામાન્ય માણસને મતાધિકાર આપવાની જરૂર છે. હિંદી સરકારની 'રાજસભા' માત્ર ધનવાનોની મંડળી જેવી છે અને તે પ્રજાને ફસાવવાના એક પીંજરા જેવી છે. તેથી એ સંસ્થાને નાબુદ કરી, જેમાં પ્રજાનાજ પ્રતિનિધિઓ હોય એવીજ એક સંસ્થા રાખવી જોઈએ. નહિ તો તે "પ્રાંતીક સ્વરાજ" નહીં પણ એ તો "પ્રાંતીક જુલ્મ" થવાનો છે એ પણ બધા યાદ રાખે.

**સમાધાનીનો સાર**

આ બધી બાબતોનો વિચાર કરી કુલ પરીસ્થિતીનો તોડ કાઢી લેવાની જરૂર છે. જો કે આપણે માનીએ છીએ કે સમાધાનીનો અર્થ આત્મસમર્પણ અથવા સ્વરાજ્યની કબુલાત નથી, પણ એનો ખરો અર્થ તો એ છે કે એક કદમ આગે ભરો ને કંઈક આરામ લો. એ સાથે સમાધાનીનો બીજો કાંઈ વિશેષ અર્થ નથી એ પણ આપણે સમજી લઈએ, કારણ કે સમાધાની એ આપણું અંતીમ લક્ષ્ય પણ નથી. આપણે ઉતરવાનો આરો એ નથી. આપણા દળનું નામ "સોશીયાલીસ્ટ રીપબ્લીકન પાર્ટી" છે એટલે એક સમાજીક, સોશીઆલીસ્ટ કે કોમ્યુનીસ્ટ સંગઠનની સ્થાપના કરવાનું એનું લક્ષ્ય હોવું જોઇએ. મહાસભા અને આપણા દળના અંતીમ ધ્યેયમાં એ ફરક છે કે જ્યારે રાજનૈતિક ક્રાંતીને પરીણામે શાસનતંત્ર અંગ્રેજોના હાથમાંથી નીકળી જઈ હિંદીઓના હાથમાં આવે ત્યારે જેમનું ધ્યેય 'કોમ્યુનીઝમ" છે એવા માણસોના હાથમાં એ તંત્રની લગામ મુકવાનો આપણો ઉદ્દેશ છે, અને એ માટે મજુરો અને ખેડુતોને સંગઠીત કરવા એ જરૂરનું છે કારણ કે લોર્ડ રીડીંગ કે લોર્ડ ઈરવીનની જગ્યાએ સર તેજ બહાદુર કે સર પુરૂષોત્તમદાસ આવે તેથી કંઈ આમ પ્રજાનો શુક્રવાર વળી જવાનો નથી.

આ પરીસ્થિતીમાં નવજુવાન કાર્યકર્તાઓની જરૂર છે. આ

**કાર્યકર્તાઓ જોઈએ**

દેશમાં નેતાઓ તો ઘણા બને છે—ઘણા છે. આપણા દળને નેતાઓની જરૂર નથી. તમે જો સંસારી હો, અને બાળબચ્ચાં કે કુટુંબની જંજાળમાં જકડાયલા હો તો મહેરબાની કરીને અમારે પંથે આવવાનું માંડીજ વાળજો. જો તમે અમારા ધ્યેય પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હો તો એવી સહાનુભૂતિ કે સહાય બીજે કોઇ માર્ગે આપતા રહેજો. કડક નિયમન પાલન કરી શકે એવા નવજુવાનોજ દેશની લડતને આગેકદમ ઉઠાવી શકશે. આ ધ્યેય માટે દળ છુપી રીતે છાનાંમાનાં કામ કરે એવી કંઇ જરૂર હું જોતો નથી. આપણે યુવકો માટે " સ્વાધ્યાય મંડળ " ખોલવાં જોઇએ. પત્રિકાઓ, નાનાં નાનાં પુસ્તકો, પુસ્તકાલયો, ભાષણો અને વાતચીતો મારફત આપણે આપણા વિચારોનો સાર્વત્રિક પ્રચાર કરવો જોઇએ.

**સૈનિક વિભાગ**

એ સાથે આપણા દળે એક સૈનિક વિભાગ પણ સંગઠીત કરવાની જરૂર છે. કોઇ કોઈવાર એની ખાસ આવશ્યકતા ઉભી થાય છે. આ બાબતમાં હું મારી સ્થિતિની સાફ ચોખવટ કરી નાંખવા માંગું છું. હું જે કંઇ કહું તેમાં ગેરસમજુતી થવાનો સંભવ છે પણ હું જે કાંઇ કહું તે શબ્દો કે વાકયોમાંથી કોઈ ગૂઢાર્થ શોધવાની જરૂર નથી એવી મારી વિનતી છે. એ તો હવે જાણીતી વાત છે કે હું એક બળવાખોર (Terrorist) જાહેર થયો છું, પરંતુ હું બળવાખોર નથી. હું એક એવો ક્રાંતીવાદી (Revolutionary) છું કે જેની પાસે એક વિસ્તૃત કાર્યક્રમ છે જે ચોકસ વિચારો અને આદર્શોથી કામ કરે છે. મારા આ કથનથી રામપ્રસાદ બીસ્મીલની માફક મારાપર એવું દોષરોપણ કરવામાં આવશે કે ફાંસીની કાળ-કોટડીમાં પડી રહેવાને પરીણામે મારા વિચારોમાં પણ કેઇક પરી-વર્તન થઇ ગયું છે, પરંતુ એવું કશુંજ નથી. મારા વિચારો છે તે કાયમ છે. હજી પણ મારા હૃદયમાં પહેલાંના જેટલોજ ઉત્સાહ છે.

અને જેલ બહાર મારૂં જે મંતવ્ય હતું તેજ આજે પણ છે, મારી આ દૃઢ માન્યતા છે કે બોમ્બ અને પીસ્તોલના ઉપાયોથી આપણે કશોજ લાભ મેળવી શકવાના નથી. મારા એ કથન માટેનો પુરાવો કે ખાત્રી જોઈએ તો હિન્દુસ્થાન સોશીયાલીસ્ટ રીપબ્લીકન પાર્ટીના ઇતિહાસમાંથી તે પુરી રીતે મળી રહેશે. માત્ર બોંબ ફેંકવા એ નકામું છે એટલુંજ નહી પણ ખુબ હાનિકારક છે. કોઇ ખાસ પ્રસંગોએજ એની જરૂરીયાત ઉભી થાય છે. આપણું મુખ્ય ધ્યેય તો મજુરો અને ખેડુતોનું સંગઠન કરવાનું હોવું જોઇએ. સૈનિક વિભાગમાં યુદ્ધ સામગ્રી તો માત્ર કોઇ ખાસ પ્રસંગ માટેજ એકત્ર કરવામાં આવે છે. જો નવજુવાનો આ માર્ગે પ્રયત્નો કરશે તો એક વર્ષમાં સ્વરાજ તો નહીં પણ ભારે કુરબાની અને ત્યાગની આકરી પરીક્ષામાંથી પસાર થયા પછી અવશ્ય વિજય તો મેળવશે. ઇન્કીલાબ ઝીંદાબાદ ! ”

સરદાર ભગતસિંહે તો આમ પોતાનું જીવન દેશને અર્પણ કર્યું છે. માતૃભુમીને ગુલામીની જંજીરોમાંથી મુકત કરવા તેનો આત્મા કેટલાંયે વર્ષોથી ભભુકી ઉઠયો હતો ભલે તેનું સ્થુલ શરીર આજે આપણી દ્રષ્ટી સમક્ષ ના હોય પરંતુ તેનો આત્મા તો આજે ઠેરઠેર વિપ્લવના ધ્વની કાઢી રહ્યો છે. તેનો આત્મા આજે ઉચ્ચ કોટીએ પહોંચ્યો છે અને તેણે આબાલવૃદ્ધ દરેકના હ્રદયમાં પ્રવેશ કર્યો છે અને પોતાના આદર્શનો ધ્વની પોકાર્યો છે. ભગતસિંહે તો જીવીએ જાણ્યું અને મરીએ જાણ્યું અને દુનીયાને તેનો પાઠ પઢાવ્યો.

અમર રહો ભગતસિંહ,
અમર રહો સુખદેવ,
અમર રહો રાજગુરૂ—“ ઇન્કીલાબ ઝીંદાબાદ ”

[ वन्दे मातरम् ]

# વિદાય

બિરાદર નૌજવાં! અમ રાહથી છો દૂર રે'જે
અમોને પંથ ભૂલેલા ભલે તું માની લેજે;
કદિ જો હમદિલી આવે, ભલે નાદાન કે'જે;
બિચારા કહીશ ના; લાખો ભલે ધિ:કાર દેજે!

*   *   *   *

ઓ દોસ્તો! દરગુજર દેજો દિવાના બાંધવોને,
સબૂરી ક્યાંય દીઠી છે કલેજે આશકોને?
દિલે શું શું જલે, દેખાડીએ ઉર-દાહ કોને?
અમારી બેવકૂફી યે કદિ સંભારશો ને?

અગર બહેતર, ભૂલી જાજો અમારી યાદ ફાની,
બુરી દાદે ડુભવજો ના સુખી તમ જીન્દગાનિ,
કદિ સ્વાધીનતા આવે-વિનંતિ ભાઇ! છાની,
અમોને યે સ્મરી લેજો જરી પલ એક નાની!

('સૌરાષ્ટ્ર'માંથી)

# 'ઈશુ અને ગાંધી' વિષે વર્તમાનપત્રો.

"આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજી અને ઈશુના જીવન વચ્ચે સામ્ય દર્શાવવાનો એક સુંદર પ્રયાસ કરવામાં આવ્યો છે. આખું પુસ્તક ઉંચા આર્ટ પેપરમાં ઘણુંજ કલાત્મક દ્રષ્ટિએ છપાએલું હોઇ વાચકવર્ગનું સ્હેજે ધ્યાન આકર્ષે છે. બન્નેના જીવનના વિવિધ પ્રસંગોનાં સામ્ય દર્શાવતા સુંદર ફોટાઓ અને દરેક પૃષ્ટની નીચે કલાત્મક રીતે ગોઠવવામાં આવેલાં સુવર્ણોપદેશમૃતો ખરેખર સર્વ કોઇને રંજીત કરે છે. પુસ્તકનું મુખપૃષ્ટ ત્રિરંગી હોઇ તેમાં કનુ દેસાઇની કલાકૃતિ અને તેમાં પણ ઈશુનો ક્રોસ, મહાત્માજીનો રેંટીઓ, તકલી અને રાષ્ટ્રધ્વજની ગુંથણી એવી આકર્ષક રીતે કરવામાં આવી છે કે તે જોતાંજ નયનો તૃપ્ત થાય છે. આખુંયે પુસ્તક સર્વાંગ સુંદર હોઇ તેની કીંમત ચાર આના હરેક રીતે યોગ્ય છે." ( સન્જોતું સાહિત્ય )

"આ નાનકડી સુંદર ચોપડીમાં ઈશુખ્રીસ્ત તથા ગાંધીજીના જીવનમાંથી સમાન ઘટનાઓ તારવીને તેના વિવરણ સાથે તેની તસ્વીરો આપેલી છે. બન્ને પુરૂષોત્તમ વચ્ચે સંક્ષેપમાં દોરાયલું આ સામ્ય વાંચનારના અંતઃકરણોમાં ગંભીર આલ્હાદ સીંચે છે. પ્રયોજકે એ આખી ભાવનાસૃષ્ટિને કલામય સ્વરૂપે રજુ કરી છે" (સૌરાષ્ટ્ર)

આર્ટ પેપર પર છપાયલું આ પુસ્તક સર્વ કોઇને પસંદ પડે તેવું છે છતાં તેની કીંમત ચાર આના રાખવામાં આવી છે. શ્રી કપીલ પ્રસાદે ટુંક સમયમાં સારાં અને ઉપયોગી પુસ્તક પ્રકટ કરવા માંડ્યાં છે અને તેમનાં બીજાં પુસ્તકોની માફક આ પુસ્તક પણ જનસમાજ વચ્ચે આવકારદાયક થઇ પડવું જોઇએ ( મુંબઈસમાચાર )

આ ઉપરાંત 'પ્રજાબંધુ' 'ગુજરાતી પંચ' 'સાંજ વર્તમાન' ઇત્યાદિ વર્તમાનપત્રોએ પણ ઘણાજ ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યા છે. કીંમત ચાર આના ટપાલ ખર્ચ એક આનો અલગ.

રતનપોળના નાકે
ગાંધીરોડ
અમદાવાદ.

પ્રકાશક
કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે
ન્યુસએજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર.

**અમારાં પ્રકાશનો.**

"ફુત્કાર" ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક રા. ચુનીલાલ વર્ધમાન શાહની કસાયલી કલમથી લખાયલી છ સુંદર નવલિકાઓનો આ એક સુંદર સંગ્રહ છે. સુંદર કાગળ, ૮૦ પૃષ્ટો, છતાં કીંમત માત્ર ચાર આના. તે વિષેના કેટલાક અભિપ્રાય.

"લેખકે ઉર્મિના આવેશમાં જુદે જુદે વખતે લખેલી અને સામયિકોમાં પ્રસિદ્ધ થયેલી છ નવલિકાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. ગુજરાતી સાહિત્યમાં–ખાસ કરી છે નવલકથાના સાહિત્યમાં શ્રી. ચુનીલાલે અમુક સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમ પણ કહી શકીએ કે સાહિત્યમાં એ ભાઇ સિદ્ધહસ્ત છે. તેમની નવલિકાઓનો સંગ્રહ આ પહેલવહેલોજ પ્રસિદ્ધ થાય છે.........પ્રકાશકે સમાજને આવું બોધક નવલિકાસાહિત્ય પ્રમાણમાં સસ્તી કીંમતે પીરસી ગુજરાતી વાચકોની સેવા બજાવી લેખાશે. પુસ્તક ૮૮ પૃષ્ઠનું છે જાડુ કાચું પુઠું છે અને મુલ્ય માત્ર ચાર આના છે." (પ્રજાબંધુ)

"વિવિધ સામયિકોમાં વિવિધ સમયે રા. ચુનીલાલ શાહની પ્રકટ થયેલી છ સુંદર વાર્તાનો સંગ્રહ છે. રા. કપિલપ્રસાદે અમદાવાદમાં મુંબઇસમાચાર અને ક્રોનીકલના એજંટ તરીકેની પ્રવૃત્તિ જોડે પુસ્તક પ્રકાશનનો પ્રારંભ કરીને ગુજરાતી સાહિયત્ની સેવાના જે અભિલાષ સેવ્યા છે તેમાં તેમને ફત્તેહ મળો એવું અમે ઇચ્છીએ છીએ." (ગુજરાતીપંચ)

"ગુજરાતના એક પ્રસિદ્ધ સાહિત્યકાર. શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની છ સુંદર નવલિકાઓની આ ગુંથણી છે, ઉર્મીના આવેશમાં લખાએલી એ છએ નવલિકાઓ વાંચનારનું ચિત્ત આકર્ષે છે અને પુસ્તકમાંની છએ નવલિકાઓ પુરી કર્યા સીવાય ઉઠવાનું મન થતું નથી......પુસ્તક ઘણું આકર્ષક અને રસમય છે. લેખકની શૈલીથી તો

આજે આખો ગુજરાત પરિચિત છે એટલે તે વિષયમાં તો કાંઈપણ કહેવાનું રહેતું નથી. ગુજરાતના નવા સાહિત્યયુગમાં બીજાં પુસ્તકોની સાથે આને પણ સ્થાન મળે છે. તેનાં બાહ્ય અને આંતર લક્ષણો જોતાં તેની કીંમત ચાર આના વધારે પડતી ગણાય નહિ." ('સંદેશ")

"ઇશુ અને ગાંધી" આર્ટ પેપરમાં છપાયલું ઇશુ અને ગાંધીજીની તુલના કરતું સુંદર ફોટાઓવાળું દ્વિરંગી મુખપૃષ્ઠવાળું પુસ્તક જે વિષે વર્તમાનપત્રોએ સુંદર અભિપ્રાય આપેલ છે. કીં. ચાર આના

'**ઓલીયાની આરસી**'-આ પુસ્તક એક વિવિધ પ્રકારની હાસ્યરસિક, બાળોપયોગી તથા સામાજીક વાર્તાઓનો સંગ્રહ છે. લેખક "અગ્નિકુમાર". જાણીતા ચિત્રકાર રા. રવિશંકર રાવળની પ્રેરણાથી દોરાયલું અને છપાયલું મુખપૃષ્ઠ છતાં કીંમત બાર આના.

"રાષ્ટ્રનો રણનાદ"—રાષ્ટ્રીય ગીતોનો સંગ્રહ. કીંમત ત્રણ આના-( આ પુસ્તક સરકારે જપ્ત કર્યું છે )

'જય ગુજરાત'—ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠીના હસ્તે લખાયલી આ એક ઐતિહાસીક રસભરી નવલકથા છે. ૩૫૦ પૃષ્ઠ છતાં કીંમત દોઢ રૂપીયો.

આ ઉપરાંત "સૌરાષ્ટ્ર", 'પ્રસ્થાન'. 'ગાંડીવ' તથા બીજી રાષ્ટ્રીય તથા બાળોપયોગી સાહિત્ય સર્જાવતી સંસ્થાઓનાં પુસ્તકો પણ અમારે ત્યાંથી મળશે. બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

**રતનપોળના નાકે**
**ગાંધીરોડ**
**અમદાવાદ.**

**કપિલપ્રસાદ મહાસુખભાઇ દવે**
**ન્યુસએજન્ટ. બુકસેલર એન્ડ પબ્લીશર**

# સરદાર ભગતસિંહના પિતા સરદાર કિશનસિંહ



" ભગતસિંહના જન્મ વખતે અમે જેલમાં બેઠા બેઠા એજ પ્રાર્થના કરી હતી કે હે ઈશ્વર, તેં જે પુત્રને જન્મ આપ્યો છે તે પુત્ર અમારી માતૃભુમી ખાતર પ્રાણ અર્પણ કરવા તૈયાર થાય એવો શક્તિમાન બનાવજે. શિક્ષકને પણ એજ પ્રાર્થના કરી હતી કે તેને એવી કેળવણી આપજે કે તે દેશને માટે કાંઈ ખપમાં આવે. ભગતસિંહે તો પોતાનો ધર્મ બજાવ્યો છે અને કેળવણી દીપાવી છે. તમે શું કરશો ?"

સરદાર કીશનસિંહ